प्रकाशक

" दक्षज्योत ट्रस्ट "
१८ जलसावर सोसायटी, धर्मनगर,
साबरमती, अमदावाद - ५

प्राप्तिस्थानानि .

(१) " साहित्य सम्राट् साहित्य प्रचार केन्द्र "
श्री विजय लावण्यसूरीश्वर
ज्ञानमंदिर ट्रस्ट बिल्डींग,
जितेन्द्र रोड, मलाड - पूर्व,
मुंबई - ६८

(२) " श्री विजय लावण्यसूरीश्वर जैन ज्ञान मंदिर "
अवाजी चोक, बोटाद,
सौराष्ट्र (गुजरात)

(३) " सरस्वती पुस्तक भण्डार "
रतनपोल, हाथीखाना,
अमदावाद - १

मूल्यम्–
रूप्यकाणां पंचविंशति

द्वितीयावृत्ति प्रतय. १०००

| | |
|---|---|
| वीर सं | २५०५ |
| विक्रम सं | २०३५ |
| नेमि सं | ३० |
| लावण्य सं | १५ |

॥ ॐ ह्रीं अर्हं नमः ॥

# "લઘુવૃત્તિ" ની બીજી આવૃત્તિનુ પ્રકાશકીય-

# નિવેદન

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ વિજય હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ શ્રી વિરચિત "**શ્રી સિદ્ધ હેમચન્દ્રશબ્દાનુશાસન**" લઘુવૃત્તિ (છ હજારી) ની પ્રથમ આવૃત્તિ, આજથી ત્રીસ વર્ષ પૂર્વે વિ સ ૨૦૦૫ નો સાલમા "**શ્રી વિજય લાવણ્ય સૂરીશ્વર જ્ઞાનમંદિર**" બોટાદ તરફથી પ્રકાશિત થઇ હતી તેનુ સપૂર્ણ સાગોપાંગ શુદ્ધ સપાદન, **પ પૂ મુનિવર્યશ્રી દક્ષવિજયજી મહારાજશ્રીએ** ખુબ જ પરિશ્રમ ઉઠાવી કાળજીપૂર્વક કરેલ હતુ તેમા **પૂજ્યશ્રીએ** ઉપર્યુક્ત વ્યાકરણ સબંધિ તેર **વિશિષ્ટ પરિશિષ્ટની** વિશદ રચના કરી હોવાથી અધ્યાપક તેમજ અભ્યાસક વર્ગને તે ખૂબ જ સરળ તેમજ રોચક બનેલ છે ચાર અધ્યાય સુધીનો પ્રથમ ભાગ વિ સ ૨૦૦૫ નો સાલમા તથા બીજો ભાગ વિ સ ૨૦૦૮ ની સાલમા પ્રગટ થયેલ **અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલ "લઘુવૃત્તિ"ની** તમામ આવૃત્તિઓમા **આ પ્રથમ આવૃત્તિનું** સર્વાગ **શુદ્ધ સંપાદન** થયુ હોવાથી, આ ગ્રથ ઘણા વર્ષોથી અપ્રાપ્ય બનેલ તેમજ વ્યાકરણવિષયક પાઠકો—અભ્યાસકોની સતત માગણીઓ હોવાથી, **આ બીજી આવૃત્તિ "દક્ષ જ્યોતપ્રકાશનટ્રસ્ટ"** તરફથી **પ્રકાશિત કરતાં અમે અત્યત આનદ અનુભવીએ છીએ.** પડિતો તેમજ વિદ્યાર્થીઓની અનુકુળતા ખાતર સર્વાગ સુદર અને સ્વચ્છ પ્રીન્ટીગ થાય તે હેતુથી આ આવૃત્તિનુ સારા કાગળમા **ઓફસેટ પ્રીન્ટીંગ** કરાવવામા આવેલ છે

આ વિશિષ્ટ ગ્રથનુ (બીજી આવૃત્તિનુ) શ્રેષ્ઠ **સપાદન કરનાર વ્યાકરણ વાચસ્પતિ-શાસ્ત્ર વિશારદ-સાહિત્ય સમ્રાટ્-કવિરત્ન પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજય લાવણ્ય સૂરીશ્વરજી મહારાજશ્રીના** પ્રધાન પટ્ટધર **વ્યાકરણ-રત્ન- શાસ્ત્રવિશારદ-કવિદિવાકર-પરમપૂજ્ય આચાર્ય શ્રી વિજયદક્ષ-સૂરીશ્વરજી મહારાજશ્રી** ના અમે **અત્યત ઋણી** છીએ, તેમજ **અમારા "દક્ષ-જ્યોત ટ્રસ્ટ" ના સસ્થાપક, સાહિત્ય રત્ન, પૂ મુનિરાજ શ્રી પ્રભાકર વિજયજી મહારાજશ્રીની** પ્રેરણા આ પ્રકાશનમા **મૌલિક** હેતુ હોઈ તેઓશ્રીના **આભારી છીએ**

આ ગ્રંથના આ પ્રકાશન કાર્યમાં —

૧ **શાંતાક્રુઝ તપગચ્છ જૈન સંઘ, શાંતાક્રુઝ (વેસ્ટ) મુંબઈ - ૫૪**

૨ **શ્રી પૂના (પુન્યપત્તન) શ્રી જૈન સંઘનો સુંદર આર્થિક સહકાર** સાંપડ્યો છે તથા પૂ. **મુનિરાજ શ્રી ચંદ્રશેખર વિજયજી મ. શ્રી** ની પ્રેરણાથી **શ્રી આદિનાથ સોસાયટી જૈન ટેમ્પલ ટ્રસ્ટ - પૂના** તથા **શ્રી બીલીમોરા જૈન સંઘનો** પણ સહકાર પ્રાપ્ત થયો છે. **ઉપર્યુક્ત ચારે શ્રી-સંઘનો** તેમજ **ટ્રસ્ટી મંડળનો** અમે **આભાર** માનવાપૂર્વક, **પુનઃ પુનઃ** આવા ઉપયોગી સત્સાહિત્યના પ્રકાશનોમાં સહકાર આપી **સમ્યગ્ જ્ઞાનના પ્રચારના** કાર્યમાં વડભાગી બને **એવી આશા રાખીએ છીએ. અન્ય શ્રી સંઘોને પણ** ઉપર્યુક્ત સંઘોના આદર્શે **સહાયક બનવા વિનવીએ છીએ.** આ પ્રકાશન-**કાર્યમાં સક્રિય શ્રુત સેવા બજાવનાર શ્રીયુત મહેશભાઈ એફ. શેઠ** તથા તેમના સાથીદાર **શ્રી મુકુંદભાઈ જે. શાહનો સાથ અને સહકાર** પણ અવિસ્મરણીય હોવાથી તેઓને પણ આ પ્રસંગે યાદ કરી **કૃતજ્ઞતા** અનુભવીએ છીએ.

અંતમાં— યદ્યપિ આ પ્રકાશનને સર્વાંગ સુંદર બનાવવા માટે શક્ય બધું ય કાળજીપૂર્વક **સંપાદક પૂ. આ. મ. શ્રી વિજય દક્ષ સૂરીશ્વરજી મહારાજશ્રી**એ, પોતાની **બહુમુખી સત્પ્રવૃત્તિઓમાંથી** અણુમોલ સમયનો ભોગ આપીને **સંપાદન** કરેલ છે, છતાં છદ્મસ્થને સુલભ એવી કોઈ સ્ખલના યા ત્રુટિ રહી ગઈ હોય તો નીરક્ષીર ન્યાયે ક્ષન્તવ્ય માની, અમારી સંસ્થાને વિદિત કરવા વિનમ્ર વિજ્ઞપ્તિ છે. મુદ્રણાલય વગેરેથી થયેલ ભૂલોને પણ અધ્યયન-અધ્યાપનમાં સુધારી લેવા પુનઃ અભ્યર્થના.

**પ્રાંતે આ ગ્રંથનું પુષ્કળ અધ્યયન-અધ્યાપન પ્રસરો!!!**

એવી મંગળ કામના વ્યક્ત કરી કૃતાર્થતા અનુભવીએ છીએ.

શ્રી વીર સં. ૨૫૦૧, વિ. સં. ૨૦૩૧ — લી. **"શ્રી દક્ષ જ્યોત ટ્રસ્ટ"**

ના ટ્રસ્ટીઓના સાદર પ્રણામ



પ્રકટ પ્રભાવી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાન

શ્રી શંખેશ્વર મંડન સાહિબ, વિનતડી અવધારો ।
કહે જિન હર્ષ મયા કરી મુજને, ભવ સાગર થી તારો ॥

## ॥ श्रीशङ्खेश्वरपार्श्वनाथजिनस्तुतिः ॥

[शार्दूलविक्रीडितछन्दः]

लोकाऽलोकविलोकने नवरवि-
र्भव्याब्जसद्बोधकः,
येनाऽपास्तसमस्तपापरजनी-
मोहान्धकारापहृत् ।
सोऽनस्तोऽस्तु सदोदयोऽतिशययुग्
नष्टाऽघराहुग्रहः,
श्रीशङ्खेश्वरपार्श्वनाथजिनपः
सर्वार्थसिद्धिप्रदः ॥१॥

[अलेखि व्यरचि च विजयदक्षसूरिणा].

અર્થ :

લોક અને અલોકમાં રહેલા સકલ પદાર્થોનું નિરીક્ષણ-
કરવામાં નૂતન સૂર્યસમાન, સદ્બોધ આપીને ભવ્ય જીવો-
રૂપી કમળોને વિકસ્વર કરનારા સર્વ પાપરૂપી રાત્રિ
ઓને દૂર કરનારા, મોહરૂપી અંધકારને હરનારા-
કદાપિ અસ્ત ભાવને નહિ પામનારા સદા કાળ-
ઉદય ભાવને જાગ્રત કરનારા અર્થાત્ સર્વકાલીન-
અસ્તભાવથી રહિત અને ઉદય ભાવથી સહિત-
(૩૪) અતિશયોથી અલંકૃત પાપરૂપી રાહુ ગ્રહણને
નાશ કરનારા એવા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ-
ભગવાન્ સર્વ અર્થો ની સિદ્ધિઓના
સમર્પક થાઓ— યાને સકલ પદાર્થોની
સિદ્ધિના સદ્ભાવના દાતા બનો!

# 卐 श्रीसरस्वती देवी 卐



॥ श्रीसरस्वतीजीनी स्तुतिः ॥

यस्याः प्रसादाच्छ्रुतसिन्धुपारं,
यान्तीह मूर्खाश्च भवन्ति दक्षाः ।
श्रीभारती भागवती प्रसन्ना,
देयाद् वरं श्रीश्रुतदेवताऽसौ ॥ १ ॥

શાસન સમ્રાટ તપાગચ્છાધિપતિ જગદ્ગુરુ ભટ્ટારક પરમપૂજ્ય
આચાર્ય દેવ શ્રીમદ્વિજય નેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબ



'शासन सम्राट'

જન્મ  વિ સંવત ૧૯૨૯ કાર્તક શુદ ૧ મહુવા ( બંદર ) સૌરાષ્ટ્ર
દીક્ષા  વિ સંવત ૧૯૪૫ જેઠ શુદ ૭ ભાવનગર ,,
ગણિપદ  વિ સંવત ૧૯૬૦ કાર્તક વ ૭ વલ્લભીપુર ( વળા ) ,,
પંન્યાસપદ : વિ. સંવત ૧૯૬૦ માગ શુદ ૩ વલ્લભીપુર ( વળા ) ,,
આચાર્યપદ : વિ. સંવત ૧૯૬૪ જેઠ શુદ ૫ ભાવનગર ,,
સ્વર્ગવાસ . વિ સંવત ૨૦૦૫ આશો વદ ના મહુવા ( બંદર ) ,,
( સ્વજન્મ ભૂમિ )

સાહિત્ય સમ્રાટ્ પૂ. શ્રીના પ્રધાન પટ્ટધર

કવિ દિવાકર-શાસ્ત્રવિશારદ-વ્યાકરણરત્ન-દેશનાદક્ષ ધર્મપ્રભાવક

પરમ પૂજ્ય આચાર્ય શ્રી વિજય દક્ષ સૂરીશ્વરજી મહારાજ સાહેબ



| | | |
|---|---|---|
| જન્મ | | વિ સંવત ૧૯૬૮ ભાદરવા શુદ ૧૨ મહેશાણા, ગુજરાત |
| દીક્ષા | : | વિ સંવત ૧૯૮૭ માગશર વદ ૨ કરેડાતીર્થ મેવાડ (ભોપાલ સાગર) |
| વડી દીક્ષા | | વિ સંવત ૧૯૮૭ મહા શુદ ૬ ઉદયપુર મેવાડ (રાજસ્થાન) |
| ગણિપદ | | વિ સંવત ૨૦૦૭ કા વ ૬ વેરાવળ ( બંદર ) સૌરાષ્ટ્ર |
| પન્યાસપદ | | વિ. સંવત ૨૦૦૭ વૈ શુ ૭ અક્ષયતૃતીયા અમદાવાદ ગુજ |
| ઉપાધ્યાય | | વિ સંવત ૨૦૧૬ કા વ, ૩ વલ્લભીપુર ( વળા ) સૌરાષ્ટ્ર |
| આચાર્યપદ | | વિ. સંવત -૦૧૯ વૈ શુદ ૬ વરાડા (સીરોહી) રાજસ્થાન |

ધર્મપ્રભાવક પૂ. આચાર્ય શ્રીમદ્ વિજય દક્ષસૂરીશ્વરજી મ. શ્રીના પટ્ટધર

શાસ્ત્રવિશારદ-સાહિત્યરત્ન-કવિભૂષણ પ. પૂ. આચાર્યશ્રી વિજય

સુશીલસૂરીશ્વરજી મહારાજ સાહેબ



| | | |
|---|---|---|
| જન્મ | વિ. સંવત ૧૯૭૩ ભાદ. શુ. ૧૨ | ચાણસ્મા. |
| દીક્ષા | વિ. સંવત ૧૯૮૮ માગ (કા) વદ ૨ | ઉદયપુર, ગુજરાત |
| વડી દીક્ષા | વિ. સંવત ૧૯૮૮ મહા શુ. ૫ | શેરીસાતીર્થ, ગુજરાત |
| ગણિપદ | વિ. સંવત ૨૦૦૭ માગ (કા) વદ ૬ | વેગવળ, ગુજરાત, |
| પંન્યાસપદ | વિ. સંવત ૨૦૦૭ વૈશાખ શુદ ૩ | અમદાવાદ, ગુજરાત |
| ઉપાધ્યાયપદ | વિ. સંવત ૨૦૧૧ મહા શુદ ૩ | મુડારા, રાજસ્થાન |
| આચાર્યપદ | વિ. સંવત ૨૦૨૧ મહા શુદ ૮ | મુડારા, રાજસ્થાન |

# ॥ अथ किञ्चित्प्रास्ताविकम् ॥



अयि गीर्वाणवाणीसमाराधनासादितवाग्वैदुष्या विपश्चितोऽन्तेवसन्तश्च !

विदिततरमेवैतदस्ति सर्वेषां धीधनानां यत्किल शब्दज्ञानमन्तरा कस्मिँश्चिदपि शास्त्रे कृतश्रमोऽपि कुण्ठितबुद्धिरेवेति । शब्दज्ञानञ्च व्याकरणाधीन शक्तिज्ञानेऽपि व्याकरणमपेक्ष्यतेतरामित्यप्यनवद्यमेव विन्मतम् । तदुक्तमभियुक्तैः—

"शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद् व्यवहारतश्च ।
वाक्यस्य शेषाद्विवृतेर्वदन्ति, सान्निध्यतः सिद्धपदस्य वृद्धाः ॥१॥"

एतेषु सर्वेषु च व्याकरणमेव मुख्यतममिति प्रायो निर्विवादम् यतो न्यायसूत्रकृता गौतमेनापि स्पष्टमुक्तं मुक्तकण्ठेन—

"पदव्युत्पादनार्थं व्याकरण प्रवृत्तम् ॥"

श्रीमता भाष्यकृता च व्याकरणप्रयोजनविवेचनप्रकरणे "रक्षोहागमलघ्वसन्देहाः प्रयोजनम्" इत्युक्तम् । तत्र 'रक्षार्थं वेदानामध्येयं व्याकरणम्..... ऊहः खल्वपि–न सर्वैर्लिङ्गैर्न च सर्वाभिर्विभक्तिभिर्वेदे मन्त्रा निगदितास्ते चावश्यं पुरुषेण यज्ञगतेन यथायथं विपरिणमयितव्याः । तान्नावैयाकरणः शक्नोति यथायथं विपरिणमयितुम्, तस्मादध्येय व्याकरणम्...... ।" इत्यादि ॥

"इदमक्षरच्छन्दो वर्णशः समनुक्रान्तम्, यथाऽऽचार्य्या ऊचुर्बृहस्पतिरिन्द्रायेन्द्रो भरद्वाजाय भरद्वाज ऋषिभ्य ऋषयो ब्राह्मणेभ्यः॥ तं खल्विममक्षरसमाम्नायमित्याचक्षते । न भुक्त्वा न नक्त प्रब्रूयाद् ब्रह्मराशिम्" इति नन्दिकेश्वरकृतायां काशिकायामुक्तम् । "वेदानां वेदः" इति छन्दोगश्रुतिरप्येतत्परैवेति । अत एवोक्तं हरिणा—

"आसन्न ब्रह्मणस्तस्य, तपसामुत्तमं तपः ;
प्रथमं छन्दसामङ्गमाहुर्व्याकरणं बुधा. ॥१॥" (वाक्यपदीये १।११॥)

छन्दः पादौ तु वेदस्य, हस्तौ कल्पोऽथ पठ्यते;
ज्योतिपामयन चक्षु-निरुक्तं श्रोत्रमुच्यते ॥ १ ॥
शिक्षा घ्राणं तु वेदस्य, मुख व्याकरणं स्मृतम्;
तस्मात्साङ्गमधीत्यैव, ब्रह्मलोके महीयते ॥२॥ इति पाणिनीयशिक्षायाम्.

तदेतत्सर्वमवधार्य कलिकालसर्वज्ञाऽऽचार्यश्रीहेमचन्द्रेण "विविक्तानामसाधुत्वनिर्मुक्तानां शब्दानां प्रयुक्तेः सम्यग्ज्ञान-लक्षणा सिद्धिर्भवति ।... तद्द्वारेण च निःश्रेयसम्परम् । तथाहि-

"व्याकरणात् पदसिद्धिः. पदसिद्धेरर्थनिर्णयो भवति ।
अर्थात् तत्त्वज्ञानं, तत्वज्ञानात् परं श्रेयः ॥ १ ॥"

इति हैमबृहन्न्यासे ( १।१।२ ) स्पष्टं व्याकरणमहत्त्वमुद्घोपितम्। अत एव समेऽपि शास्त्रकृतो व्याकरणस्योपादेयत्व स्पष्टमुररी-कुर्वन्ति । तत्र,—

"ऐन्द्रं चान्द्रं काशकृत्स्नं कौमारं शाकटायनम् ;
सारस्वतं चाऽऽपिशलं शाकलं पाणिनीयकम् ॥ १ ॥"

इति व्याकरणानि सङ्ख्ययाष्टौ । तेपु च कतमस्य प्रक्रिया-गौरवावहत्वात्कतमस्याप्राप्यत्वादृजुमतीनां कृते परमकारुणिकेना-चार्यश्रीहेमचन्द्रसूरिणा विद्याविपिनमृगेन्द्रेण नवं व्याकरणं प्रणीय जनताया महानुपकारः कृत इति धन्योऽयं सूरीन्द्रो धन्या चास्य प्रतिभा । अयं हेमचन्द्राचार्यः स्वजनुषा कं देशमलञ्चकार, कदा वा प्रादुर्भूतः कदा चैतद्व्याकरणं प्रणीतवानिति विमर्शो विमर्शयितव्य तस्य महानुभावस्येतिहां नूनमाकलनीयमिति किञ्चित्तद्विपयेऽपि विविच्यते—

वि० सं० ११४५ कार्त्तिकशुक्लपूर्णायां धन्धुकानगरे श्रीहेमचन्द्रा-चार्य्यस्य जन्म । वि० सं० ११५२ माघशुक्ल १४ दीक्षा । वि० सं०

११६६ वैशाखशुक्ल ३ आचार्य्यपदप्राप्तिः । वि० सं० १२२९ लोकान्तर-प्राप्तिश्च । अयं गुर्जरदेशीय इति स्पष्टमैतिह्यादवगम्यते ॥

आसीद् वै० द्वादशशताब्द्यां चौलुक्यवंशीयः सिद्धराजजयसिंहनामा भूपतिः । स च मालवेन्द्र यशोवर्म्माणं विजित्य पाटणाभिधं स्वनगरं प्रत्यागच्छन्ननेकैर्विद्वद्वरैर्यशोवर्णनेन वर्णितः । तत्र चायं जैनाचार्य्यो हेमचन्द्रस्तेषां पुरोगण्यो बभूव । स सुधीर्हेमचन्द्रो राज्ञे "भूमिं कामगवि......" इत्याद्यनेकानवद्यपद्यकदम्बराशीनाशिं प्रायच्छत् । श्रुतनव्यभव्यकाव्यकलापो भूजानिर्नितरां चमत्कृतो विद्वत्कल्पपादपोऽतितरां तस्मिन्नाचार्य्ये भक्तिमकार्षीत्, तत्कालादारभ्य सूरीशमामन्त्रयामास च ।

अथैकदोज्जयिनीभाण्डागारत आगतेषु ग्रन्थेषु धाराधीशेन श्रीभोजेन भूभर्त्रा रचितं "सरस्वतीकण्ठाभरण-" नामकं ग्रन्थमेकं राजाऽद्राक्षीत् । तद्दर्शनसमुपजातसमुत्कण्ठो विद्वद्यशोऽभिलाषुको भूपो नव्यव्याकरणं निर्मापयितुं काममचीक्रमत । तत्समये गुर्जरे कातन्त्रकलापयोः प्रचुरः प्रचार आसीत्, परं ताभ्यां सुकुमारमतीनां छात्राणां नाजायत समीचीना व्युत्पत्तिः । पाणिनीय-शाकटायनादीनाञ्च प्रक्रियागौरवावहत्वात्क्लिष्टत्वाच्च नातीव चेतोमोदावहत्वमभूत् । तेन सर्वाङ्गपूर्णं सुललितं नव्यं सुश्रवं व्याकरणं राज्ञा धीधनैराचकाङ्क्षे । इत्थं भोजकीर्त्तिविजित्वरीं कीर्त्तिं नूतनव्याकरणनिर्मितिञ्च कामयमानं क्ष्मापालं गुर्जरेन्द्रं कारणद्वयं प्रेरयामास ॥

अथैकदा राजा स्वेच्छां गुर्जरविदुषो विज्ञापयामास । ते चैतत्कार्य्यनिर्वाहदक्षं श्रीमदाचार्य्यहेमचन्द्रमेव निर्मत्सरमसूचयन् । ततो मेदिनीनायको भक्तिप्रह्वेण विज्ञापनेन श्रीमदाचार्य्यहेमचन्द्रं नव्यसुश्रवव्याकरणनिर्माणं प्रार्थितवान् । तेनापि महानुभावेनाजन्मरचितसाहित्यग्रन्थेन सूरिशेखरेण राजाभ्यर्थनं सानन्दमुररीचक्रे । तेन राजा तुतोष । अथ राजादेशात्प्रधानपुरुषैः काश्मीरादिदेशाद् व्याकरणग्रन्था आनीय सूरयेऽदायिषत । विद्वत्तल्लजो हेमचन्द्राचार्य्योऽपि

स्वीययाऽप्रतिमया प्रतिभया सर्वाङ्गपूर्णं सुश्रवं सरलं नूतनं व्याकरणं व्यरचयत् । तद्ग्रन्थस्य च सिद्धराजकारितत्वाद् श्रीहेमचन्द्रकृतत्वाच्च "सिद्धहेमचन्द्रशब्दानुशासनम्" इति नामकरणं जातम् ॥

इदं हैमं व्याकरणं महर्षिपाणिनिप्रणीतव्याकरणक्रमानुसारमेवाष्टाध्याय्या सञ्जातम् । प्रत्यध्यायं चत्वारः पादाः । एवं द्वात्रिंशत्पादाः । तेषु च ४६८५ सूत्राणि, उणादिसूत्राणि च १००६ सन्ति । सम्पूर्णसूत्रसङ्ख्या तु ५६९१ । तत्रापि चासप्तमाध्यायं संस्कृतभाषाव्याकरणम्, अष्टमाध्याये तु प्राकृत–शौरसेनी–मागधी–पैशाची–चूलिकापैशाची–अपभ्रंशेति षण्णां भाषाणां साधुत्वं प्रकटीचकार । संस्कृतभाषाव्याकरणसूत्राणि–३५६६, प्राकृतादिभाषाव्याकरणसूत्राणि च १११९ वर्त्तन्ते । प्रत्यध्यायं सूत्रसङ्ख्यानिम्नोद्धृता—

| | | | |
|---|---|---|---|
| प्रथमाध्याय-सूत्राणि | २९४ | पञ्चमाध्याय-सूत्राणि | ४९८ |
| द्वितीयाध्याय- ,, | ४६० | षष्ठाध्याय- ,, | ६९२ |
| तृतीयाध्याय- ,, | ५२१ | सप्तमाध्याय- ,, | ६७३ |
| चतुर्थाध्याय- ,, | ४८१ | अष्टमाध्याय- ,, | १११९ |

एतेषु च षष्ठ-सप्तमा-ऽष्टमाध्याया महत्तराः सन्ति । तत्कारणन्तु तत्र तद्धित-प्राकृतादिषड्भाषाव्याकरणाभिधानि महान्ति प्रकरणानि सन्ति । तत्र प्रतिव्याकरणं बहुवक्तव्यं बहुविषयतया भवति । सूत्र गणपाठयुतवृत्ति–धातुपाठोणादि–लिङ्गानुशासनेत्यभिधानि व्याकरणस्य पञ्चाप्यङ्गानि महाप्रतिभेनाचार्यहेमचन्द्रेणैकाकिनैव समुट्टङ्कितानि । एषां सूत्राणां निर्मितिस्तादृशी कृता, यया भूयो वार्तिकादीनामपेक्षोपेक्षिता भवति । एतेषां सूत्राणां टीका 'बृहन्न्यास-" नाम्नी स्वयं ग्रन्थकृता १२५००० सपादलक्षश्लोकप्रमाणा कृतेति सिद्धराजप्रबन्धे प्रबन्धचिन्तामणिकारेण स्पष्टं व्याभाणि । देशभाषाजनन्या अपभ्रंशभाषाया विशदं व्याकरणं "देशीनाममाला" चेति द्वयं श्रीहेमचन्द्राचार्य्य एव कृतवानिति साम्प्रतिका विपश्चितो निश्चिन्वन्ति ॥

यथा हि महर्षिपाणिनिना लौकिकशब्दानुशासनानन्तरं वैदिकशब्दानुशासनं प्रान्ते व्यरचि, तथा कलिकालसर्वज्ञेनाऽपि अष्टमा

ध्याये जैनागमव्युत्पत्तये संक्षेपाद्वार्षभाषा यथाप्रयोगं निरमायि। एवं च संस्कृतद्वयाश्रयकाव्यं प्राकृतद्वयाश्रयकाव्यञ्चेति व्याकरणकाव्यद्वयमप्यनेन विदुषा कुमारपालचरितनामकं व्यरचि। तत्र पूर्वपुरुषादारभ्य कुमारपाल-पर्यन्तं चौलुक्यवंशभूपानां विस्तरत ऐतिह्यं वर्णितम्॥

वि० सं० ११९३ वर्षात्पूर्वं गुर्जरनरेशस्य मालवविजयोपलक्ष-नगरप्रवेशोऽभूत्। तदनन्तरं श्रीहेमचन्द्राचार्य्येण व्याकरणमिदं नूतनं निरमायीति सम्भाव्यते। श्रीहैमन्यासे च स्वोपज्ञा-ऽलङ्कारचूडामणेः (काव्यानुशासनस्य) उल्लेखोऽस्ति, तेन हैमन्यासात्पूर्वं हैमालङ्कारचूडा-मणिनिर्मितिरिति निश्चितमेव। अलङ्कारचूडामणिवृत्तिस्तु श्रीहेमचन्द्रा-चार्य्येण व्याकरणरचनानन्तरं रचितेति—

"शब्दानुशासनेऽस्माभिः साध्व्यो वाचो विवेचिताः;
तासामिदानीं काव्यत्वं यथावदनुशिष्यते ॥ १ ॥"

(हैमकाव्यानुशासनम् १।१।)

स्वोक्त्या व्यञ्जितम्। अतः श्रीहेमचन्द्राचार्य्यं पूर्वं सूत्रवृत्त्या-द्यात्मकं व्याकरणं वि० सं० ११९३ वर्षे व्यरचयत्, ततोऽलङ्कार-चूडामणिं ततश्च बृहन्न्यासमिति मामकीनो विमर्श इति॥

अथ श्रीहेमचन्द्राचार्य्यरचितस्य तस्य (लघुवृत्ति) ग्रन्थस्य प्रथममु-द्रणं वाराणस्यां सन् १९०५ वर्षे सञ्जातम्। ततः सन् १९३४ वर्षे राजनगर- (अहमदावाद) स्थ श्रेष्ठिवर्य 'आनन्दजी कल्याणजी' संस्थातो द्वितीयमुद्रणं विद्वद्वर्य्यमुनिराजहिमांशुविजयेन कारितम्। परन्तूभयमुद्रणेऽपि नित-रामशुद्धिबाहुल्यादेतद्ग्रन्थस्य च पाठ्योपयोगितमत्वात्तृतीयसंस्क-रणस्यावश्यकता सञ्जातेति पर्य्यालोच्य तपोगच्छाधिपति-शासन-सम्राट्-सर्वतन्त्रस्वतन्त्र-तीर्थोद्धारक-सूरिचक्रचक्रवर्त्ति-श्रीमद्विजय नेमिसूरीश्वरपट्टालङ्कार-व्याकरणवाचस्पति-कविरत्न-शास्त्रविशारद-भट्टा-रकाचार्य्य-श्रीमद्विजयलावण्यसूरीश्वरेणैतस्य ग्रन्थस्य संशोधनपुरस्सरं प्रकाशनाय स्वान्तेवासी व्याकरणविशारदविद्वद्वर्य्यमुनिराजश्री दक्षविजयो नितरां प्रोत्साहितः। सोऽपि महानुभावोऽतिपरिश्रमेण

प्राचीनप्रत्यादिपर्य्यालोचनपूर्वकं यथानुभवं यावल्लक्ष्यं संशोध्य ग्रन्थमिममसुद्रापयत ॥

यद्यपि सर्वाङ्गपूर्णोऽयं ग्रन्थो नेदानीं यावदीदृशे समये महार्घबहुले प्रकाश्यस्तथापि जनतानुग्रहेण मुनिवर्य्येण महाशयेन चतुर्थाध्यायमात्रकलेवरः साम्प्रतं प्रकाश्यते । ग्रन्थान्ते छात्राणां स्फुटावबोधाय परिशिष्टत्रयं संयोजितम् । तत्र प्रथमपरिशिष्टे धातुपाठः । द्वितीयपरिशिष्टे धातुप्रत्ययानुबन्धफलप्रातिपादिकाः सार्था सविवेचना कारिका विनिवेशिताः फलार्थज्ञापककोष्ठोपेताः स्वमातृभाषायाम् । तृतीयपरिशिष्टे च धातूनां सेट्त्वाऽनिट्त्वज्ञापिकाः कारिका सविवेचना विनिवेशिताः । वृत्तगणफलनिरूपणम्, सकर्मकत्वाकर्मत्वनिरूपणम्, द्विकर्मकगणनानिरूपणम्, गौण-मुख्यकर्मनिरूपणम्, धातूपसर्गजन्यभेदप्रकाशनिरूपणम्, षोपदेशप्रकरणम्, णोपदेशप्रकरणम्, धात्वर्थविशेषनिरूपणम्, अनुस्वारादिनिरूपणं चेति नानापरिशिष्टानि ग्रन्थस्यास्य द्वितीयभागे प्रकाशमेष्यति ॥

तदेतत्सर्वं मुनिराजस्याक्षुण्णं परिश्रमं दर्शं दर्शं ग्रन्थस्य निखिलोपकारित्वं ध्यायं ध्यायं नितरां प्रसीदामि । केवलमेकेनैवानेन ग्रन्थेन सुकुमारमतयोऽन्तेवासिनः पिपठिषवः साधवः साध्व्यश्च सकलव्याकरणज्ञानं लप्स्यन्त इत्याशासे । द्वितीयभागोऽपि शीघ्रं प्रकाशमेष्यतीति सम्भाव्यते ।

अथैतद्ग्रन्थे मुद्रणदोषादिना याः काश्चनस्खलना विदुषां दृष्टिपथमियुस्तत्सर्वं गुणैकपक्षपातिभिर्विद्वद्भिः संसूचनीयं येनाग्रिममुद्रणं तदुद्धारः स्यात् ।

इत्यलं विज्ञेषु विज्ञाप्येनेति—

बोटाद (सौराष्ट्र)
मार्गशीर्ष-कृष्णद्वितीया
वि० सं० २००५

विदुषां वशंवदः—
श्रीजगदानन्दझा शास्त्री व्याकरणसाहित्याचार्य्यः
विद्याभूषणं ज्योतिषरत्नम्, काव्यतीर्थः
(स्वर्णपदकभूषितः) वेदान्तशास्त्री ।

॥ अर्हम् ॥

॥ શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથાય નમઃ ॥

# પ્રસ્તાવના

तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-शब्दानुशासनसमूहकदर्थितेन ;
अभ्यर्थितो निरवम विधिवद्व्यधत्त, शब्दानुशासनमिद मुनिहेमचन्द्र. ॥१॥

સં. ૧૧૯૩નો સમય હતો. ગૂર્જરેશ્વર મહારાજ **સિદ્ધરાજ,** માલવરાજનો વિજય મેળવી નગરમાં પધારતા, નાગરિકો અને મંત્રીઓ, ભાયાતો અને સામંતો, સરદારો અને સેનાપતિઓ, સાહિત્યકારો અને કલાકારો, એમ સર્વ પ્રાપ્ત ચરાચરના આશીર્વાદ ઝીલતો, કોઈક રોમાંચ જરૂર અનુભવી રહ્યો હતો.

તે વિચારતો હતો—

ગુજરાતમાં વૈભવ છે, વૈભવને ભોગવવાના વિલાસસ્થાનો છે, સંપત્તિઓની સરિતાઓ છે, લક્ષ્મીના લતાકુંજો છે, વિદ્યા છે, વિદ્યાનાં સ્થાનો છે, મારા અભ્યાસીઓ છે, અભ્યાસ કરાવનાર વિદ્વાનો પણ છે, ધર્મ છે, ધર્મપ્રાપ્તિનાં સાધનો છે, ધર્મીઓ છે અને ધર્મધુરંધર ધર્મોપદેશકો પણ છે. અરે ! એથીયે આગળ વધીને કહીએ તો એવી કઈ વસ્તુ છે કે જે **પાટણમાં** ઉપલબ્ધ ન હોય ! બધું જ છે.

રાજકીય રીતિએ ગુજરાતના સર્વશ્રેષ્ઠત્વની જેમ, સાંસ્કૃતિક રીતિયે ભારતનું સર્વશ્રેષ્ઠત્વ પ્રાપ્ત કરવા માટે અહર્નિશ તેનું મન અતિત્વરિત બન્યું રહેતું હતું. તે માલવપ્રદેશના વિજયથી કે ગુજરાતની અણમોલ ઋદ્ધિયો પર્યાપ્ત ન્હોતો, તેને ન્હોતી પ્રદેશભૂખ કે ન્હોતી ઋદ્ધિભૂખ, તેને તો ગુજરાતનું ચક્રવર્તિત્વ સિદ્ધ કરવું હતું અને **પાટણને** માનવસમુદ્ર બનાવવું હતું.

વિજયની પ્રશંસા દરેક સાહિત્યકારો મુક્તકંઠે પોતપોતાની કલામાં ગૂર્જરેશ્વર **સિદ્ધરાજ-જયસિંહ** સન્મુખ કરી રહ્યા હતા. તે અરસામાં જૈન

સમાજના આભૂષણરૂપ યાને ભારતના અદ્વિતીય સરસ્વતીપ્રિય જવાહિર પૂ. કલિકાલસર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરીશ્વરે પણ ગૂર્જરેશ્વરના વિજયની પ્રશંસા નીચેના શ્લોકથી વ્યક્ત કરી હતી.

**भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकरा !**
**मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुम्भीभव ।**
**धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-**
**न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥ १ ॥**

**અર્થ:**—હે કામધેનુ ! તુ તારા ગોમયરસ(દૂધ)થી પૃથ્વીને સિંચી દે, હે રત્નાકરો ! તમે મોતીના સાથીયા પૂરો, હે ચદ્રમા ! તુ પૂર્ણ કળશરૂપ બની જા, અને હે દિગ્ગજો ! તમે સુંઢ સીધી કરી કલ્પવૃક્ષના પત્રો લઇ તોરણો રચો, (કારણકે) ખરેખર ! મહારાજા **સિદ્ધરાજ** પૃથ્વીને જીતીને આવી રહ્યા છે.

આ શ્લોક સાભળી અન્ય કવિઓ ઝંખવાણા પડી ગયા. જ્યારે મહારાજા **સિદ્ધરાજ** પોતાના મનોરથની પૂર્ણતાની આગાહી સમજી અત્યંત ઉલ્લસિત બન્યા. તે દરમ્યાન મહારાજા **ભોજ**ના ભડારમાથી મળી આવેલ, મહારાજા ભોજવિરચિત **સરસ્વતીકંઠાભરણ** નામનું વ્યાકરણ તેમના સ્મૃતિપથમા આવ્યુ, અને તેવા જ રીતે નવીન પ્રકારના ભાષાના સર્જનથી સારાય વિશ્વને ગુજરાતે એવી એક સાંસ્કૃતિક ભેટ ધરવી જોઇએ કે જેનું યાવચ્ચન્દ્રદિવાકરો પ્રભુત્વ હોય, તેવી સાસ્કૃતિક ઉપહારના નિર્માતા તરીકે સંપૂર્ણ યોગ્યતાનુ દિગ્દર્શન તેમને પૂજ્ય કલિકાલસર્વજ્ઞ ભગવંતમા જ દેખાયું, એટલે ગૂર્જરેશ્વર મહારાજે લલાટસ્થળમા હસ્તાયોજનપૂર્વક પોતાના અભિપ્રાયને નીચેના શ્લોકમા વ્યક્ત કર્યો—

**"यशो मम तव ख्यातिः पुण्यं च मुनिनायक !**
**विश्वलोकोपकाराय कुरु व्याकरणं नवम् ॥ १ ॥"**

**અર્થ:**—હે મુનિગણ નાયક ! વિશ્વભરના લોકોના ઉપકાર માટે આપ નૂતન વ્યાકરણ રચો, કે જેથી મને યશ મળે અને આપશ્રીને ખ્યાતિની પ્રાપ્તિ તથા પુણ્ય સંપાદન થાય.

મારો દેશ પરાયા શબ્દશાસ્ત્ર ઉપર જીવે છે, પરાયા વ્યુત્પત્તિશાસ્ત્ર ઉપર ગાજે છે, માટે તેવા પરાયા સાહિત્યની શૃંખલાઓને છેદી–ભેદીને મારો દેશ નવીન સૃષ્ટિના સ્વતંત્ર સાહિત્યથી જ જીવે અને જગત્માં ગાજે તેવું બધું જ કરવું જોઈએ.

રાજવીઓ જશે, રાજસત્તાઓ જશે, રાજ્યાધિકારીઓ જશે, રાજ-કાયદાઓ જશે, રાજસંપત્તિ–વૈભવ અને વિલાસોનો વિલય થશે, અરે ! પણ આગળ વધીને કહીયે તો સર્વવિનાશી સાધનોનો વિનાશ થશે, બધું જ જશે પણ સાહિત્ય અને તેના ઉપર નિર્ભર સંસ્કૃતિ રહી જશે. રહી ગયેલા સાહિત્યો અને સંસ્કૃતિઓ જો પરાયાં હશે તો આટલા સમૃદ્ધિશાલી મને તેમ જ ગુજરાતને કલંકિત કરશે પણ જો તે મહાગૂર્જરેશ્વર રાજવી તરફથી મહાગુજરાતના જ વિદ્વાન્ના હાથે સર્જન થયેલા હશે તો તેના દેશ, ગૂર્જરાધિપતિ અને વિદ્વાનો એમ ત્રણેયને મહાન્ યશસ્વી અને ગૌરવવંત બનાવશે ગૂર્જરેશની આ મહત્વાકાંક્ષાએ શ્રીમાન્ કલિકાલસર્વજ્ઞ ભગવંતને પ્રેર્યા

ગૂર્જરેશની તે પ્રેરણાએ પ્રભુશ્રી હેમચન્દ્રસૂરિજીના રોમેરોમમાં રચનાત્મક રસ ઉત્પન્ન કર્યો અહિંથી શ્રી સિદ્ધહેમચન્દ્ર વ્યાકરણને અક્ષર-દેહ સ્વરૂપ ધારણ કરવાના પગરણ મંડાણાં

આ કાર્યમાં મહારાજા સિદ્ધરાજે જેટલી જોઇએ તેટલી સામગ્રી પૂરી પાડવાનો નિશ્ચય કર્યો. તેની મદદથી પૂ. હેમચન્દ્રસૂરિ ભગવંતે તે સમયમાં જેટલા પ્રસિદ્ધ વ્યાકરણો હતા તે દરેકને જે જે ભંડારોમાં હતા ત્યાંથી મંગાવી, તપાસી લીધાં અને દરેકમાથી સત્ય શોધવા સાથે ભાષાની દૃષ્ટિએ કેટલી ત્રુટિઓ છે તે, તેમજ અભ્યાસની દૃષ્ટિએ આ બધાં વ્યાકરણો કરતા કઇ રીતે સરળ, સુબોધ અને સંપૂર્ણ થઇ શકે, તેનો નિશ્ચય કરી, એક જ **વરસમાં નવીન વ્યાકરણનું સાંગોપાંગ સર્જન કરી દીધું. જે વ્યાકરણ મૂળસૂત્રો, બૃહદ્–મધ્યમ અને લઘુવૃત્તિ અને બૃહન્ન્યાસ આદિ સહિત સવાલાખ શ્લોકપ્રમાણ થયું.**

શુદ્ધ, સરળ અને સાંગોપાંગ આ વ્યાકરણ બનવાથી ગુજરાતના અન્ય-સાંપ્રદાયિક વિદ્વાનો, ત્રુટિ અને ક્લિષ્ટતાથી ભરપૂર પોતાનાં વ્યાકરણોની

લોકોથી થતી ઉપેક્ષા અને અસ્વીકાર જોઇને ઝંખવાણા પડ્યા અને 'ચંદ્ર શાહુના ન્યાયે' તે મહાન્ અને નિર્દોષ વ્યાકરણની તેવા પ્રકારની નિંદા કરવા લાગ્યા, કે જે નિંદા રાજાને કર્ણગોચર થતા રાજાએ શંકિત હૃદયથી પૂ. કલિકાલસર્વજ્ઞ ભગવંતને જણાવતાં તેઓશ્રીએ તેનો ઉકેલ આ રીતે કર્યો–

"આપણુ વ્યાકરણ તેમજ બીજા તમામ વ્યાકરણો એકઠાં કરી સર્વની કસોટી ખાતર કુંડમાં તરતા મૂકો, તેમાં નિર્દોષ હશે તે તરશે અને દૂષિત ડૂબી જશે."

મહારાજા **સિદ્ધરાજે** આચાર્ય ભગવંતના સર્વપક્ષીય આ ન્યાયને વધાવી લીધો. તમામ વ્યાકરણો એકઠાં કર્યા અને મંત્રીઓ, નગરજનો, સાક્ષરો આદિ તમામ જનસમક્ષ તે **વ્યાકરણો કુંડમાં મૂકાયાં.** "**सत्यमेव विजयते**" એ ન્યાયેનિર્દોષ, શુદ્ધ અને સાંગોપાંગ **એકજ કલિકાલસર્વજ્ઞ ભગવંતનુંજ વ્યાકરણ તર્યું,** જ્યારે બીજાં જલશરણ બની ગયાં મંત્રીઓ સહિત મહારાજ **સિદ્ધરાજ** આદિ ગુણગ્રાહી સર્વ જનના મુખમાંથી પુજ્ય કલિકાલસર્વજ્ઞ ભગવંત પ્રત્યે 'જયજયારાવ' શબ્દો સરી પડ્યા.

આવી ઉચ્ચકોટિની પરીક્ષામાં પણ સુવર્ણની જેમ અભેદ્ય રહેવાથી તે વ્યાકરણે '**શ્રીસિદ્ધહેમ**' એવુ સફલ નામ ધારણ કર્યું આવુ નામ ધારણ કરવામાં એક બીજુ પણ ખાસ કારણ એ છે કે– મહારાજ **સિદ્ધરાજ** અને પૂજ્ય **શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી** એમ બંનેના એકમનપણાથી બનેલુ છે. વળી જેમાં સ્યાદ્વાદશૈલિએ શબ્દસિદ્ધિ પણ સુવર્ણસમાન છે, તે પણ તેવા નામને અનુમોદન કરી શકે છે.

કસોટીની એરણ પર ચઢેલા આ વ્યાકરણ ઉપર મહારાજા **સિદ્ધરાજને** અપાર બહુમાન થવાથી, સુવર્ણાક્ષરે લખાવી ભવ્ય દબદબાભર્યો વરઘોડો ચઢાવી, બાદશાહી બહુમાન કરવામાં આવ્યુ અને પઠનપાઠનનો ફેલાવો પોતાના આખાય રાજ્યમાં વિસ્તારવા અનેક લહીયાઓ બેસાડી પ્રતિઓ તૈયાર કરાવી ભારતનાં મુખ્ય મુખ્ય નગરો અને ગ્રામોમાં મોકલી અને ગુજરાતમાં હજારો મહાવિદ્યાલયોમાં અધ્યયન અધ્યાપનનો આરંભ કરાવી દીધો.

આ ઉચ્ચતમ વ્યાકરણના પઠનપાઠન કરનારાઓ તેની શુદ્ધતા, સરળતા અને સાંગોપાંગતા નિરખી મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા અને સ્વભાવ-સરળ બુદ્ધિથી તેઓના મુખમાંથી શબ્દો નીકળી પડતા હતા કે—

भ्रातः ! संवृणु पाणिनिप्रलपितं कातन्त्रकन्था वृथा,
मा कार्षीः कटुशाकटायनवचः क्षुद्रेण चान्द्रेण किम् ? ।
किं कण्ठाभरणादिभिर्वठरयस्यात्मानमन्यैरपि,
श्रूयन्ते यदि तावदर्थमधुरा श्रीसिद्धहेमोक्तयः ॥ १ ॥

(પ્રબંધચિંતામણી. પા૦ ૬૧)

અર્થ:—હે ભાઈ ! જો અર્થમધુર **શ્રીસિદ્ધહેમ વ્યાકરણ**ના વચનો સાંભળવા મળે છે તો **પાણિની**ના પ્રલાપને ગવ કર, **કાતંત્ર** (વ્યાકરણ)ની કથાને નકામી ગણ, **શાકટાયન**ના કટુ વચનને ઉચ્ચાર પણ નહીં અલ્પપ્રમાણ **ચાંદ્રવ્યાકરણ**નો તો કંઈ ઉપયોગ જ નથી અને **કંઠાભરણાદિ** અન્ય વ્યાકરણોથી શા માટે પોતાને જડ બનાવે છે?

અન્ય વ્યાકરણો કરતાં આ વ્યાકરણની મુખ્ય વિશિષ્ટતા તો એ છે કે—આ વ્યાકરણમાં એવા જાતના પ્રકરણો પાડ્યાં છે કે જેવા સુમેળ પ્રકરણો બીજે ભાગ્યે જ જોવા મળે છે. વળી જે પ્રકરણની શરૂઆત જ્યાં કરવામાં આવી હોય ત્યાં જ તે પ્રકરણને એવું સંપૂર્ણતયા સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે જેના માટે બીજે કોઈ ઠેકાણે જોવાની જરૂરીયાત રહેતી જ નથી, જેથી અધ્યયન સમયને—સમજનારને બહુ જ સરળતા સાથે ઓછી મહેનતે ઓછામાં ઓછા સમયમાં આખી વસ્તુનો સંપૂર્ણ ખ્યાલ આવી જાય છે.

સૂત્રરચનાની પદ્ધતિ તો કલિકાલસર્વજ્ઞની જ. ઓછામાં ઓછી મહેનત પડે તેવી સંજ્ઞાઓ અને વચનવિભેદ, 'નવા' અને 'ચ' ઇત્યાદિની ગુંથણી એવી સુંદર રીતે કરવામાં આવી છે કે જે બીજે કોઈ સ્થળે ભાગ્યે જ જોવા મળે. સંજ્ઞા માટેનો એક જ દાખલો લઈએ તો માલૂમ પડશે કે, સંપૂર્ણ લાઘવ સાથે અર્થપ્રાકટ્ય કરી બતાવ્યું છે.

**अप्रयोगीत् ११।३७॥** એ સૂત્રના વાસ્તવિક અર્થને પહોંચી વળવા **પાણિની** વૈયાકરણને—

**उपदेशेऽनुनासिक इत् ११३।३॥, हलन्त्याम् १।३।३॥, अदर्शनं लोपः १।१।६०॥, तस्य लोपः ।१।३।९॥** આમ ચાર સૂત્રો કરવાં પડયાં છે, છતાં પણ સંપૂર્ણ ભાવને પહોચી વળવામા મહેનત પડે છે.

તેવી જ રીતે આગળના કારક પ્રકરણમાં **अपायेऽवधिरपादानम् ।२।२।२९॥** એ સૂત્રના અર્થબોધપ્રાપ્તિહેતુક—

**ध्रुवमपायेऽपादानम् ।१।४।२४॥** એ **પાણિનીય** સૂત્રમા અર્થની જ અધૂરાશ પોતાને જ દેખાતા, બીજાં સૂત્રો પોતાનેજ રચવાં પડયા, તેમ છતા પણ સંપૂર્ણ ભાવ નહિ આવતા **વાર્ત્તિકકારને** વાર્ત્તિક રચવા પડયા, તે વાર્ત્તિક અને સૂત્રો નીચે પ્રમાણે છે—

**'जुगुप्साविरामप्रमादार्थानामुपसङ्ख्यानम्' । [वार्त्तिकम्]**

**यतश्चाध्वकालनिर्माणं तत्र पञ्चमी ॥** „

**पित्रार्थानां भयहेतुः १ । ४ । २५ ॥ पराजयेरसोढः । १ । ४ । २६ ॥ वारणार्थानामीप्सितः १।४। २७॥ अन्तर्द्धौ येनादर्शनमिच्छति १।४।२८॥ जनिकर्तुः प्रकृतिः १।४।३०॥ भुवः प्रभवः ।१।४।३१॥ पञ्चमी विभक्तेः २।३।४२॥**

આ ઉપરથી સ્હેજે ખ્યાલ આવશે કે કલિકાલસર્વજ્ઞનું એકજ સૂત્ર જેટલું સરળતાભર્યું અને વ્યાપક છે તેટલું તો શું ? બલ્કે તેના અંશને પણ પહોચી વળવામાં અસમર્થ અને ક્લિષ્ટતાથી ભરપૂર અન્ય વ્યાકરણકારોની સૂત્રરચના છે.

આ મહાન્ વ્યાકરણના સાત અધ્યાય ચાર વિભાગમાં વ્હેચાયેલા છે—

૧ ચતુષ્કવૃત્તિ, ૨ આખ્યાતવૃત્તિ, ૩ કૃદ્‌વૃત્તિ, અને ૪ તદ્ધિતવૃત્તિ.

### ૧ ચતુષ્કવૃત્તિવિભાગ.

મુખ્યતાએ ચારનો સગ્રહ ૧ સન્ધિ, ૨ નામ, ૩ કારક અને ૪ સમાસ.

| | | | | |
|---|---|---|---|---|
| પ્રથમાધ્યાય—પ્રથમપાદ | સૂત્ર—૪૨ | સંજ્ઞાપ્રકરણ | } સંધિપ્રકરણ નામક-પ્રથમવૃત્તિ. |
| „ દ્વિતીયપાદ | „ ૪૧ | સ્વરસંધિપ્રકરણ | |
| „ તૃતીયપાદ | „ ૬૫ | વ્યંજનસંધિપ્રકરણ | |
| „ ચતુર્થપાદ | „ ૯૩ | | } નામપ્રકરણ નામક—દ્વિતીયવૃત્તિ. |
| દ્વિતીયાધ્યાય—પ્રથમપાદ | „ ૧૧૮ | | |

| | | | | |
|---|---|---|---|---|
| દ્વિતીયાધ્યાય | દ્વિતીયપાદ | સૂત્ર ૧૨૪ | | કારકપ્રકરણ નામક—તૃતીયવૃત્તિ. |
| ,, | તૃતીયપાદ | ,, ૧૦૫ | ષત્વ–ણત્વપ્રકરણ | ચતુર્થવૃત્તિ |
| ,, | ચતુર્થપાદ | ,, ૧૧૩ | સ્ત્રીપ્રત્યય ,, | ચતુર્થવૃત્તિ |
| તૃતીયાધ્યાય– | પ્રથમપાદ | ,, ૧૬૩ | સમાસ–પ્રકરણ | ચતુર્થવૃત્તિ |
| ,, | દ્વિતીયપાદ | ,, ૧૫૬ | સમાસ–પ્રકરણ | ચતુર્થવૃત્તિ |

## ૨ આખ્યાતવૃત્તિ. (ક્રિયાપદ વિભાગ).

| | | | |
|---|---|---|---|
| તૃતીયાધ્યાય | તૃતીયપાદ | સૂત્ર ૧૦૮ | આત્મનેપદ–પરસ્મૈપદવિધાન. |
| ,, | ચતુર્થપાદ | ,, ૯૪. | ૧૦ વિભક્તિ, ૧૦ ગણુનિર્દેષ અને ૧૦ પ્રક્રિયા. |
| ચતુર્થાધ્યાય | પ્રથમપાદ | ,, ૧૨૧. | દ્વિત્વાદિ વિધાન. |
| ,, | દ્વિતીયપાદ | ,, ૧૨૩ | આદેશાદિ વિધાન. |
| ,, | તૃતીયપાદ | ,, ૧૧૫ | ગુણ–વૃદ્ધ્યાદિ વિધાન. |
| ,, | ચતુર્થપાદ | ,, ૧૨૨ | આદેશ, સેટ્ અનિટ્–આદિ વિધાન. |

## ૩ કૃદ્વૃત્તિ. (કૃદન્ત વિભાગ).

| | | | | |
|---|---|---|---|---|
| પંચમાધ્યાય– | પ્રથમપાદ | સૂત્ર. ૧૭૪. | ત્રૈકાલિક તથા ભૂત-કર્તૃકારક-વિષયક પ્રત્યયાદિ વિધાન. | બીજા પાદના અંતિમ સૂત્ર 'ઉણાદયઃ' એ સૂત્રની પૂર્તિ માટે ઉણાદિ ૧૦૦૬ સૂત્રો સમજવાં. |
| ,, | દ્વિતીયપાદ | ,, ૯૩. | વર્તમાનકાલિક–કર્તૃકારક-વિષયક પ્રત્યયાદિ વિધાન | |
| ,, | તૃતીયપાદ | ,, ૧૪૧. | ભવિષ્યકાલીન અન્ય કારક-વિષયક પ્રત્યયાદિ વિધાન. | |
| ,, | ચતુર્થપાદ | ,, ૯૦. | દશ વિભક્તિની વ્યવસ્થાદિ. | |

## ૪ તદ્ધિતવૃત્તિ. (તદ્ધિત વિભાગ)

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠાધ્યાય– | પ્રથમપાદ | સૂત્ર ૧૪૩ | આ બને અધ્યાયમા તદ્ધિતપ્રત્યયો, પ્રત્યય કરવાનો વિધિ, અર્થો, અવ્યય-સ્વરૂપ પ્રત્યયો, સમાસાન્ત પ્રત્યયો, ન્યાયો તથા તે સબધી ચર્ચા ખૂબખૂબ છણાવટપૂર્વક કરવામાં આવી છે. |
| ,, | દ્વિતીયપાદ | ,, ૧૪૫ | |
| ,, | તૃતીયપાદ | ,, ૨૧૯ | |
| ,, | ચતુર્થપાદ | ,, ૧૮૫ | |
| સપ્તમાધ્યાય– | પ્રથમપાદ | ,, ૧૯૭ | |
| ,, | દ્વિતીયપાદ | ,, ૧૭૨ | |
| ,, | તૃતીયપાદ | ,, ૧૮૨ | |
| ,, | ચતુર્થપાદ | ,, ૧૨૨ | |

ઉપર પ્રમાણેના ચાર વિભાગમાંથી આ ( લઘુવૃત્તિ અથવા પ્રસિદ્ધ નામ ૭ હજારી ) ગ્રંથના પ્રથમ ભાગને વિષે ચાર અધ્યાય આપી બે વિભાગનો સમાવેશ કરવામા આવ્યો છે. જેમા સામાન્ય વપરાશમા આવતા તેમ જ વ્યાકરણ વિષયક વિસ્તૃત ચર્ચાથી ભરપૂર ઘણા વિષયોનો સમાવેશ થઇ જાય છે. તદુપરાંત સાર્થ ધાતુપાઠ, સૌત્ર લૌકિક તેમજ વાક્યકરણીય ધાતુઓ, અનુબંધફલપ્રતિપાદક પ્રકરણ, સેટ્-અનિટ્કારિકા, વૃતગણફળનિરૂપણ, સકર્મકત્વ-અકર્મકત્વનિરૂપણ, દ્વિકર્મકગણના નિરૂપણ, ગૌણમુખ્યકર્મ-નિરૂપણ, ધાતુને ઉપસર્ગજન્ય ભેદપ્રકાશનિરૂપણ ષોપદેશપ્રકરણ, ણોપદેશપ્રકરણ, ધાત્વર્થ વિશેષ-નિરૂપણ અને અનુસ્વારાદિ નિરૂપણ વગેરે પણ અતિ ઉપયોગી વિષયો આ સાથેના ૧૨ પરિશિષ્ટોમા મૂકી આ ગ્રંથની ઉપયોગિતામા સંપાદક મુનિરાજ શ્રી દક્ષવિજયજી મહારાજશ્રીએ સુવર્ણમા સુગંધનુ આપાદન કર્યું છે. ઉક્ત ૧૨ પરિશિષ્ટો પૈકી આ પહેલા ભાગમાં ત્રણ આપ્યા છે અને બાકીના બીજા ભાગમા આપવામા આવશે.

કંઠસ્થ કરવામા સામાન્ય શક્તિવાળા જીવો તત્ત્વપ્રકાશિકા-બૃહદ્વૃત્તિ ( અઢાર હજારી )ને નહિ કરી શકવા છતા પણ, વ્યાકરણવિષયક સાહિત્યથી અજાણ ન રહી જવા ઉપરાંત બુદ્ધિનો વિકાસ કરી શકે, એ આશયથી મધ્યમવૃત્તિ ( નવ હજારી ) તથા આ લઘુવૃત્તિ( ૭ હજારી )ની રચના પણ કલિકાલસર્વજ્ઞે પોતે જ કરી છે

આ વ્યાકરણનો રચનાક્રમ એ જાતનો છે કે-ઓછામા ઓછી બુદ્ધિવાળા પણ સહેલાઇથી કંઠસ્થ કરી શકે છે, કેમકે-સૂત્રોની રચના ટૂંકાણમા છે, તેમજ વૃત્તિમા પૂર્વાપર અનુવૃત્તિ સમજી લેવાથી બહુ સમયના અભાવ સાથે ઓછી મુશ્કેલીએ કરી શકાય છે, એ એક આ અષ્ટાધ્યાયી ક્રમયુક્ત પ્રસ્તુત ગ્રંથની વિશિષ્ટતા છે.

આ લઘુવૃત્તિ એ એક પાઠ્યગ્રંથ હોવાથી, તેમજ પુસ્તક વિના અભ્યાસીઓને અગવડ રહેતી હોવાથી, વ્હેલામા વ્હેલી તકે બહાર પાડવાના આશયથી આ પુસ્તક બે વિભાગમા વ્હેચી દેવામા આવ્યુ છે.

અગાઉ આ ગ્રંથ કાશીયા તેમજ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સંપાદક મુનિશ્રી હિમાંશુવિજયજી દ્વારા બહાર પાડવામા આવેલ,

પણ તેની એક પણ નકલ અભ્યાસકને અલભ્ય બની જતાં, જેમ બને તેમ જલ્દી આ ગ્રંથ બહાર પાડવાની તકેદારી આ ગ્રંથના સંપાદક મુનિરાજે રાખવા સાથે, પૂર્વમુદ્રિત ઉપરોક્ત બંને આવૃત્તિઓમાં અશુદ્ધિઓ તેમજ અક્ષન્તવ્ય સૂત્ર-સંપ્રિમોચન બનેલું હતું. તે આગ્રંથમાં માર્જન કરી નિયમ-વિરુદ્ધ જતું અટકાવ્યું છે.

**બૃહદ્વૃત્તિ-તત્ત્વપ્રકાશિકા** યાને અઢાર હજારી લઘુન્યાસ સાથે શાસન-સમ્રાટ્ પૂજ્યપાદાચાર્ય શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબના શુભ પ્રયાસથી, સૌથી પ્રથમ શેઠ **મનસુખભાઈ ભગુભાઇ** તરફથી મુદ્રિત કરવામાં આવી હતી કોઇપણ સાહિત્યની પહેલ કરવી એ મોટામાં મોટી મુશ્કેલી ભર્યું કાર્ય છે અને તે મહાન્ કાર્યનો રસ્તો સાફ કરી આપવા જેવુ છે, તેના ઉપરથી કોઈપણ વ્યક્તિ નવીન શૈલીથી સુંદર પ્રકાશન કરી યશોભાગી નિવડે છે, પણ તે સાફ થયેલા માર્ગે ચાલવા બરાબર છે.

હાલમાં **બૃહદ્વૃત્તિ પૂ પ. શ્રી ચંદ્રસાગરજીગણિ** છપાવી રહ્યા છે, જે કામ બે અધ્યાય સુધી પહોચ્યુ છે પાઠ્યગ્રંથ હોવાથી જેમ બને તેમ જલ્દી બહાર પડે તે ઇચ્છવા યોગ્ય છે.

આ બાબતમા **વ્યાકરણવાચસ્પતિ પૂજ્યપાદાચાર્ય** શ્રીમદ્વિજય-**લાવણ્યસૂરીશ્વરજી મ શ્રીએ તો હદ કરી** છે કેમકે-તેઓશ્રીએ બૃહદ્-વૃત્તિ લઘુન્યાસ તથા ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ બૃહન્ન્યાસ સાથે પ્રકાશિત કરવા માડી છે. ન્યાસ લગભગ ૨૮ પાદમાથી ૮-૧૦ પાદનો જ, ૨૫-૩૦ **હજાર** શ્લોકપ્રમાણ આશરે મળે છે. છતા કલિકાલસર્વજ્ઞના આશયને સમજી જ્યા જ્યા તૂટક હોય તે પૂરો કરી મુદ્રિત કરવા લાગ્યા છે. આ કામ સૌથી ઉત્તમ છે અને તેથી ઘણી મહેનતે પ્રાપ્ત થતો યશ પણ કલિકાલસર્વજ્ઞના જ હવાલે કર્યા બરાબર છે.

દરેક ભાષાના મૂળભૂત અંગરૂપે વ્યાકરણ હોય છે, કેટલાક વૈયાકરણો તેટલું જ માત્ર કરી અટકી ગયા છે, જ્યારે કલિકાલસર્વજ્ઞ ભગવંતની કૃતિ અને શૈલિ એ જાતની છે કે—

જે સાહિત્યની રચના હાથમાં લીધી તે સાહિત્ય માટે બીજે ક

સ્થાને જોવાની કે કોઇનીયે પરાધીનતા રાખવાની જરૂરજ ન પડે, તે રીતે સાંગોપાગ રચના કરી છે. 'સિદ્ધ-હેમ' નામથી પણ તે ધ્વનિત થાય છે કે-પરાધીનતા રહે કે બીજાની કૃતિમાં ફાંફાં મારવાં પડે તે મારા અને સિદ્ધરાજના નામને ફટકો લગાડનાર છે.

**શબ્દાનુશાસન** એ મૂળભૂત અંગ છે. જ્યારે એ શબ્દોના લિંગ-માટેનો વિચાર જરૂર ઉભો થાય, તેના માટે ૧૩૮ શ્લોકપ્રમાણ મૂળ અને ૩૬૮૦ શ્લોકપ્રમાણવૃત્તિ સાથે પહેલા અધ્યાયના પહેલા પાદના ૨૮-૨૯ સૂત્રોમા આખાય **લિંગાનુશાસનનો** સમાવેશ કર્યો છે.

સાહિત્યમા ઉપયોગ થયા શિવાયના શબ્દો નિરર્થક ગણાય, કારણકે આનંદ, યશ કે ઉપદેશને માટે શબ્દાનુશાસનના સૂત્રો કરતાંય પ્રયુક્ત શબ્દોજ મહાન્ ભાગ ભજવે છે, જે વાત કલિકાલસર્વજ્ઞ ભગવંતે (શબ્દાનુશાસનના ફળરૂપ) **કાવ્યાનુશાસન** બનાવી સિદ્ધ કરી બતાવી છે-તેમા સૂત્ર પણ છે કે-"**काव्यमानन्दाय यशसे कान्तातुल्यतयोपदेशाय च.**"

કાવ્યાનુશાસન-અલંકારચૂડામણિ અને તેના ઉપર **વિવેક** એમ ત્રણેય પોતે જ બનાવેલ છે, અને તે સાહિત્યની કોટિમા અજોડ ગ્રંથ છે

સાહિત્યમાં વપરાતા શબ્દો છંદ પદ્ધતિ વિનાના હોય તો કર્ણકટુ બની જાય, કેમકે-એકના એક શબ્દોમાથી બોલાતી ભાષા સંસ્કારિત હોય તો સુંદર અને લોકગ્રાહ્ય બને, જ્યારે તે જ શબ્દો યદ્વાતદ્વા ફેંકાતા હોય તો અપ્રિય અને નિંદ્ય બને છે, તેવી છંદપદ્ધતિ માટે તેમણે પોતે જ **છંદાનુ-શાસનની** રચના કરી છે. વળી કોઈ પણ વાતની સિદ્ધિ ચર્ચાને અંતેજ થાય અને ચર્ચાને અંતે નક્કી થયેલ નક્કર સત્ય સ્વીકૃત થાય છે 'સોનું કષ, તાપ અને છેદને પામ્યા બાદ જ સ્વીકૃત થાય છે' આ વાત "**सिद्धिः स्याद्वादात्**" એ સૂત્રના બીજા અર્થથી ધ્વનિત થાય છે તે સૂત્રમા-**वादात्** '**सिद्धिः स्यात्**' એવો વિગ્રહ કરવાથી ઉક્ત ફલિતાર્થ જરૂર નીકળી શકે છે. એટલે આ વિષય પણ અધૂરો ન રહી જાય તે માટે તેઓશ્રીએ-પોતે જ.

૧ **વાદાનુશાસનની** પણ રચના કરી છે. આમ એક જ મૂળભૂત અંગને સમૃદ્ધ બનાવવા કલિકાલસર્વજ્ઞ ભગવંતે પાંચ અનુશાસનની રચના કરી છે, જેમાંનુ આ પહેલું અનુશાસન છે.

૨ લિંગાનુશાસન-સ્વ૦ પૂજ્યપાદાચાર્ય ક્ષમાભદ્રસૂરિજી મ. શ્રી તરફથી મુદ્રિત કરાવવામા આવેલ છે.

૩ કાવ્યાનુશાસન- શ્રીમહાવીરવિદ્યાલય તરફથી મુદ્રિત થયેલ છે.

૪ છંદાનુશાસન- શેઠ દેવકરણ મૂળજી તરફથી છપાયેલ છે, પણ તે ઉપલબ્ધ નથી, તેમ સ્વરચિત છપાયું પણ નથી, માટે પુનઃ પ્રકાશિત કરાવવું અતિ આવશ્યક મણાય. જે પુરુષ એ કામને હાથ ધરશે તે મહાપુરુષની અપૂર્વ કૃતિને પ્રકાશિત કરી પુણ્ય પ્રાપ્ત કરવા સાથે અપૂર્વ યશને મેળવશે.

૫ વાદાનુશાસન-હાલમા ઉપલબ્ધ નથી. વિશીર્ણ થઇ ગયુ હોય તેમ લાગે છે.

આ વ્યાકરણમાં આવતા દરેક સૂત્રોનાં ઉદાહરણ, પ્રત્યુદાહરણનો ઉપયોગ કેવી રીતે કરી શકાય? તેની સુંદર રૂપરેખા આપતી વ્યવસ્થિત ગુંથણી, સાથે સાથે સોલંકી વંશના રાજાઓની કારકીર્દિ, એમ બનેના આશ્રયરૂપ દ્વ્યાશ્રયનામક મહાકાવ્ય રચી અદ્વિતીય પ્રકાશ પાડયો છે. પાણિનીય સૂત્રોને સંગત કરતુ ભટ્ટીકાવ્ય આની તુલનામા ઘણુંજ પછાત ગણાય.

આ પ્રમાણે કલિકાલસર્વજ્ઞ ભગવંતે સાંગોપાંગ પાંચ શાસનની રચના સ્વરચિત ટીકા ટીપ્પણો સાથે એવી અપૂર્વ કરી છે કે, તે તે વિષયને માટે અલ્પાંશે પણ પરાયા સાહિત્યની પરાધીનતા સેવવી પડે તેમ નથી જ.

કલિકાલસર્વજ્ઞ ભગવંત કેવલ વ્યાકરણ વિષયમા જ ઊંડા ઉતર્યા છે એમ નથી, પણ સર્વ વિષયોની ખૂબખૂબ તલસ્પર્શી છણાવટ કરી છે.

દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, આદિ અનેક પ્રકારે ગુંથાયેલ તેમની અજોડ (જે જુજ પ્રમાણમા એટલે તેઓશ્રીના નિર્માણ સાહિત્યની અપેક્ષાએ રહી સહી જેવી ગણાતી) કૃતિઓ પણ એટલી બધી લોકગ્રાહ્ય બની ગયેલી છે કે, જ્યા જોઇએ ત્યા તેમનુ જ સાહિત્ય નજરે પડે છે તેવુ અદ્વિતીય સાહિત્ય જોઇ વિદ્વજ્જનોને મુખમા આગળી નાખવી પડે તેવો તેમનો બુદ્ધિચમત્કાર તરી આવે છે, તો પછી તેમનું બધુ સાહિત્ય મળે તો તો આનંદને આકવા માટેનું દુનિયામા સાધન પણ મળવું મુશ્કેલ બને!

આમ છતા પણ, આજનો આપણો કેટલોક પૂજ્ય શ્રમણવર્ગ તેમના અપૂર્વ સાહિત્ય તરફ ઉપેક્ષાવૃત્તિ ખી, પઠનપાઠનમાં કિલષ્ટ અને મહેનતથી ભર

પૂર તેમજ બોધમા અધૂરા અન્ય સાહિત્યનો આશ્રય લેવા માંડે છે, અને ગૃહસ્થવર્ગ તેને ભણતા વિદ્યાર્થીઓ તરફ બહુ જ ઓછા આદરે નીહાળતો જોવાય છે, અગર જોઇએ તેટલા તેના અભ્યાસી પકવવામા બેદરકાર રહેતો જોવાય છે તે અતિ ખેદજનક છે; પરંતુ વારસામાં મળેલા આવા અજોડ સાહિત્યનો ખૂબખૂબ પ્રચાર થવો ઘટે. જો કે કેટલાક ઉપેક્ષાવૃત્તિ સેવે છે, છતા ઘણા ખરા રસ લેતા થયા છે, એ એક આનંદનો વિષય છે, અને તેથીજ વ્હેલી તકે આ એક ભાગ પ્રકાશિત કરવામાં આવે છે. દરેકે કલિકાલ-સર્વજ્ઞના આવા અદ્વિતીય સાહિત્યનો પ્રચાર કરવા બનતું કરી છૂટવું જોઇએ. પઠન, પાઠન, મુદ્રાપણ તેમજ લેખનાદિદ્વારા પ્રાપ્ત સાહિત્ય વારસા પ્રત્યે વફા-દારી અદા કરવી જોઇએ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, મોટા નાના દરેકે યથાશક્તિ ફાળો અપી કૃતજ્ઞતા પ્રદર્શિત કરવી ઘટે.

## જીવનની આછી રૂપરેખા—

સર્વ વનરાજીઓ ખીલી રહી હોય, કોયલના ટહુકાર સંભળાતા હોય, સર્વ પક્ષીઓ કલ્લોલ કરી રહ્યા હોય, એ સમયે કમલને પોતાની સુવાસ દશેય દિશાઓમાં ભરી દેતુ કલ્પો, તો તમને સાહિત્યની સુગંધનો મઘમઘાટ ફેલાવતા **કલિકાલસર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય ભગવાન્** દેખાશે.

આ મહાન્ પુરુષનુ જીવન અને કવન લેખિનીમાં ઉતારવું તે સામાન્ય માણસનુ કામ નથી, કે જે જીવન અને કવન આજે આઠસો વર્ષો વીતવા છતા એટલી બધી સુવાસ ફેલાવી રહ્યુ છે કે, જેના સાહિત્ય ઉપર સારૂંય વિશ્વ આફરીન છે.

મહાગુજરાતમા અપૂર્વ સ્થાન ધરાવતુ **ધંધુકા**, મોઢવણિક **ચાચીંગ** પિતા, ધર્મપ્રાણ **પાહિની** માતા, **૧૧૪૫** નો વિક્રમ સવત્ તથા તીર્થા-ધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થના યાત્રાની ઉત્સુકતાના ઉત્સવને જણાવતી **કાર્તિકી પૂર્ણિમા** વગેરે, શ્રી કલિકાલસર્વજ્ઞ જેવી જગતની મહાન્ વિભૂ-તિના જન્મથી અલંકૃત થતાં જગમશહૂર બન્યા છે.

પૂજ્ય કલિકાલસર્વજ્ઞ ભગવંતના આપણા જેવા સામાન્ય માનવીની નજરમા આવતા જીવનપ્રસંગો તો, તે મહાન્ વિભૂતિ તરફ બહુ માનની

દૃષ્ટિએ નિહાળતા સાહિત્યકારો–સાક્ષરો–કવિઓ–વૈયાકરણો વગેરેએ પોત–પોતાના લેખોમા, કૃતિઓમા તેમજ પુસ્તકોમા વિધવિધ પ્રકારે ગૂંથી અપૂર્વ ભક્તિ કરી છે, તેના કરતા હુ પણ કઈ વધારે આગળ વધીને કહી શકું તેમ નથી જ, જેથી તેની તે વસ્તુને પુનરુક્ત કરવાની ઇચ્છા ન રાખતા તે મહાપુરુષવિરચિત 'ઉપલબ્ધ ગ્રથોનુ લિષ્ટ' આપી આ કિંચિત્ ઉક્તિને સમાપ્ત કરીશ.

| ગ્રંથનામ. | શ્લોકસખ્યા. | ગ્રંથનામ. | શ્લોસંખ્યા. |
|---|---|---|---|
| ૧ સિદ્ધહેમશબ્દાનુશાસન– | | ૭ પ્રાકૃત દ્વ્યાશ્રય | ૧૫૦૦ |
| „ (क) લઘુવૃત્તિ | ૬૦૦૦ | ૮ ધાતુપારાયણ (સવિવરણ) | ૫૬૦૦ |
| „ (ख) મધ્યમવૃત્તિ | ૯૦૦૦ | ૯ અભિધાનચિતામણિ „ | ૧૦૦૦૮ |
| „ (ग) બૃહદ્વૃત્તિ | ૧૮૦૦૦ | ૧૦ અભિધાનચિતામણિ-પરિશિષ્ટ | ૨૦૪ |
| „ (घ) બૃહન્ન્યાસ | ૮૪૦૦૦ | ૧૧ અનેકાર્થ કોષ | ૧૮૨૮ |
| „ (ङ) અષ્ટમાધ્યાય (પ્રાકૃતવૃત્તિ) | ૨૨૦૦ | ૧૨ નિઘટુ „ | ૩૯૬ |
| „ (च) ઉણાદિવૃત્તિ | ૩૨૫૦ | ૧૩ દેશી નામમાલા (કોષ) | ૩૫૦૦ |
| ૨ લિગાનુશાસન (સવૃત્તિ) | ૩૬૮૪ | ૧૪ વેદાકુશ | ૧૦૦૦ |
| ૩ કાવ્યાનુશાસન(અલકાર-ચૂડામણિ વિવેક સહિત) | ૭૩૦૦ | ૧૫ યોગશાસ્ત્ર (વૃત્તિસહિત) | ૧૨૭૫૦ |
| ૪ છદોનુશાસન (સવૃત્તિ) | ૩૦૦૦ | ૧૬ ત્રિષષ્ઠી૦(પરિશિષ્ટસહિત) | ૩૬૦૦૦ |
| ૫ પ્રમાણ મીમાસા [અપૂર્ણ] | ૨૫૦૦ | ૧૭ વીતરાગસ્તોત્ર | ૧૮૮ |
| (કેટલાકના મતે વાદાનુશાસન) | | ૧૮ અન્યયોગ–વ્યવચ્છેદિકા | ૩૨ |
| ૬ સસ્કૃત દ્વ્યાશ્રય | ૨૮૨૮ | ૧૯ અયોગ– „ | ૩૨ |
| | | ૨૦ મહાદેવસ્તોત્ર | ૪૪ |

કુલ શ્લોક સખ્યા ૨૧૪૮૩૬.

ઉપરની દરેક કૃતિઓ તેઓશ્રીના સર્વવિષયક તલસ્પર્શીપણાને પ્રતિભા-ઝરનને અને કલિકાલસર્વજ્ઞતાને સાબિત કરે છે.



# સંપાદન કાર્ય

આ ગ્રંથનું સંપાદન મારી જાણમાં પહેલ વહેલું **શ્રીયશોવિજયજી-ગ્રંથમાળા બનારસ'** તરફથી, મુખ્યપાઠમા બહુજ સરળ પડે તેવા મોટા ટાઇપ તથા સાઇઝમાં પણ પરિશિષ્ટ કે પ્રસ્તાવનાદિ વિનાજ થયેલું હતું.

ત્યારબાદ મુનિમહારાજશ્રી **હિમાંશુવિજયજીએ** સારી મહેનત લઇ સામાન્ય અભ્યાસકોને પણ સરળ પડે તેવી જાતનું ટિપ્પણ લખવા પૂર્વક **શ્રેષ્ઠિ શ્રી આણંદજી કલ્યાણજીની** પેઢી તરફથી સંપાદન કરેલ. તે પુસ્તકમાં છાત્રવર્ગના સરળ બોધ ખાતર છૂટી પાડવામા આવેલ સંધિ આદિ વ્યાકરણ પ્રક્રિયામાં દોષયુક્ત જણાય, તેમજ ધાતુપાઠ આપવો પણ આવશ્યક હતો.

ઉક્ત બંને વખત સંપાદન થવા છતા, કેટલાએક વ્યાકરણવિષયના રસજ્ઞ મુનિવર્યોના પ્રયાસથી બહોળો પ્રચાર થતા અલભ્ય બની જવાથી, શાસનસમ્રાટ્ પૂજ્યપાદ આ૦ શ્રીમદ્વિજય **નેમિસૂરીશ્વર** પટ્ટાલંકાર પૂજ્યપાદ વ્યાકરણવિશારદાચાર્ય **શ્રીમદ્વિજય લાવણ્યસૂરિજી** મહારાજશ્રીના મુખ્ય શિષ્યરત્ન ગુરુસુશ્રૂષામા તલ્લીન રહી, ન્યાય-વ્યાકરણ-સાહિત્યાદિ વિષયક સૂક્ષ્મતત્ત્વસ્પર્શી જ્ઞાન પ્રાપ્ત કરી, **સ્યાદ્યન્તરત્નાકર-સિદ્ધહેમદીપિકા-**કૃદ્વ્યાદિપ્રકાશ આદિ સંસ્કૃત ગ્રંથોનું, તેમજ શ્રી જિનસંગીતસરિતા તથા નૂતન-જિનસ્તવનમાલાદિ ગુજરાતી સાહિત્યનુ સુંદર સર્જન કરનાર પૂજ્ય મુનિમહારાજશ્રી **દક્ષવિજયજી** મ૦ શ્રીએ તે (તૃતીય સંસ્કરણનું) કાર્ય ગુરુઆજ્ઞા થવાથી ઉલ્લાસપૂર્વક હાથ ધર્યું.

જે પૂજ્ય વ્યાકરણવાચસ્પતિ આચાર્યશ્રીના વ્યાકરણવિષયક જ્ઞાન સંબધી એક પ્રસગ સાભરી આવે છે કે—

તેઓશ્રી વિ૦ સ૦ ૧૯૯૫ મી **ઝગડીયાજી** ચાતુર્માસ હતા, દરમ્યાન **શ્રીમદ્યશોવિજયજી જૈન પાઠશાળા-મેસાણાના** પ્રધાન સચાલક શ્રીયુત **પ્રભુદાસભાઈ બેચરદાસભાઇના** શુભ પ્રયાસથી મને મારા સહાધ્યાયી **શિવલાલભાઈ** સાથે શ્રી સિદ્ધહેમવ્યાકરણ બૃહદ્વૃત્તિનો પૂજ્યશ્રી પાસે અભ્યાસ કરવાનો અપૂર્વ લાભ ઉપલબ્ધ થયો હતો.

પૂજ્ય આચાર્યશ્રી ખૂબ ઝીણવટથી ખાંચખુંચભરી બાબતોને પણ એવી સુંદર શૈલિમા સમજાવતા અને ઉકેલ કરતા કે જે સાંભળી અમો તો ચકિતજ બની જતા હતા. જેઓશ્રી આ જ વિષયને સ્પર્શતા સ્વરચિત **ધાતુરત્નાકર** ભા૦ ૧ થી ૮, તેમ જ કલિકાલસર્વજ્ઞવિરચિત સંસ્કૃત વ્યાકરણના તમામ અંગો સહિત સિદ્ધહેમ-(શબ્દમહાર્ણવ)ન્યાસાનુસંધાનાદિ વ્યાકરણગ્રંથો; નયરહસ્ય-પ્રમોદાવૃત્તિ, અનેકાંતવ્યવસ્થા-તત્ત્વાવબોધિનીવૃત્તિ, સપ્તભંગી-નયપ્રદીપપ્રકરણ-બાલબોધિનીવૃત્તિ, તત્ત્વાર્થત્રિસૂત્રી-પ્રકાશિકાટીકા, સ્વોપજ્ઞ 'નયામૃતતરંગિણી' ટીકા સહિત નયોપદેશ 'તરંગિણી' તરણીટીકા આદિ ન્યાયના ગ્રંથો; તથા તિલકમંજરી-પરાગ ટીકા, કાવ્યાનુશાસન ટીકા, દ્વ્યર્થક દેવગુર્વષ્ટક સટીક તેમજ દ્વ્યાર્થક કદમ્બાષ્ટક આદિ સાહિત્યના ગ્રંથોની રચના તથા સંપાદનદ્વારા **કલિકાલસર્વજ્ઞ** તથા **ન્યાયવિશારદ ન્યાયાચાર્ય વાચકપ્રવર** આદિ પૂર્વમહર્ષિઓની કૃતિઓને અદ્દલ ન્યાય આપી રહ્યા છે, અને શાસનની અપૂર્વ સેવા બજાવી રહ્યા છે

આ (૭ હઝારી) ગ્રંથની પૂર્વ મુદ્રિત ઉક્ત બંને આવૃત્તિઓમાં અશુદ્ધિઓની બહુલતા હતી, વિશિષ્ટ પરિશિષ્ટો તથા શુદ્ધ ધાતુપાઠ ..આદિની ત્રુટિઓ રહેતી હતી, તે સર્વનુ બહુ જ ઝીણવટપૂર્વક સંશોધન કરી, પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજ વિહારમા પણ સાથે રાખી, વધારેમાં વધારે કેમ ઉપયોગ કરી શકે? તેમજ વ્હેલામાં વ્હેલી તકે બહાર પ્રકાશિત કરવાના આશયથી સાર્થ ધાતુપાઠ તેમજ લૌકિક-સૌત્ર તથા વાક્યકરણીય ધાતુઓ સાર્થ સલક્ષણ પ્રથમ પરિશિષ્ટમા આપી, બીજા પરિશિષ્ટમાં ધાતુ-પ્રત્યયાનુબંધફળ પ્રતિપાદિકા કારિકા સાર્થ સવિવેચન આપી, અનુબંધ ફળજ્ઞાપક કોઠો આપેલ છે તથા ત્રીજા પરિશિષ્ટમા સેટ્-અનિટ્-ધાતુની કારિકાઓ વિવેચન તથા કોઠા સહિત આપેલ છે. આ રીતે આ ભાગને સમૃદ્ધ બનાવી ૪ અધ્યાય સુધી આ ગ્રંથ પૂજ્ય સંપાદક મુનિમહારાજશ્રી **દક્ષવિજયજી**ની ખૂબ કાળજી પૂર્વક બહાર પાડવામા આવેલ છે.

પૂર્વાચાર્યોના આવા ગ્રંથોનું ખૂબખૂબ સંપાદન કરતા રહી પ્રકાશમાં લાવવા તનતોડ મહેનત કરી પૂર્વાચાર્યોની કૃતિઓને ન્યાય અપાવનાર આવા મહાત્માઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ છે.

અંતમાં દરેક વિષયમાં અજોડ—અતૂટ સાહિત્ય પ્રત્યેની તેમજ તેઓ-શ્રીની ભક્તિ પ્રત્યેની આપણી એ ફરજ હોવી જોઇએ કે, તેઓશ્રીના સાહિત્યનો ખૂબ ખૂબ ફેલાવો કરવા માટે દરેક રીતે કટિબદ્ધ થવુ જોઇએ.

પૂજ્ય સાધુ—સાધ્વીજી મહારાજશ્રીએ તો નિયમ કરી લેવો જોઇએ કે—તેમનુ સાહિત્ય કોઇ ને કોઇ અંશે કરવુ જ; અને પૂજ્ય પદવીધર અને વિદ્વાન્ મુનિરાજોએ તેમજ અગ્રગણ્ય શ્રાવકવર્ગે તે સાહિત્યના ફેલાવા માટે અપૂર્વ યોજના કરવી અતિ આવશ્યક છે.

મોટી મોટી પરીક્ષાઓ, તેને લગતા મોટા મોટા ઇનામો અને મહાન્ વિદ્યાશાળાઓ—પાઠશાળાઓ વગેરે ઉભા કરવાં જોઇએ, કે જે સ્થાનોમા રોજે રોજ અધ્યયન—અધ્યાપન પૂર્ણ જીવંત અને જાગૃત જોઇ આંતરિક આનંદ અનુભવીએ.

પ્રાંતે આવા અત્યુત્તમ ગ્રંથોનુ વધુ ને વધુ પઠન—પાઠન થતુ રહે, એમ શાસનની દરેક વ્યક્તિ પોતાની ફરજ સમજી તે કાર્યને હરેક શક્ય પ્રયત્ને વેગવંત બનાવે એવી આશા સાથે વિરમું છુ.

વિ૦ સં. ૨૦૦૫ ના
મહા શુદ ૬ શુક્રવાર.
સ્તંભતીર્થ (ખંભાત).

લેખક—પં. **છબીલદાસ કેશરીચંદ સંઘવી**
('શ્રીસ્યાદ્વાદ સંસ્કૃત પાઠશાળા' અને 'શ્રી ભટીબાઇ જૈન શ્રાવિકશાળા ના મુખ્ય અધ્યાપક)
ઠે દાદાસાહેબની પોળ—ખંભાત.



# ॥ 卐 परिशिष्टं द्वितीयम् ॥

## ॥ अथ धातु-प्रत्ययानुबन्धफलप्रतिपादिकाः कारिकाः ॥

उच्चारणेऽस्त्यवर्णाद्य आः क्तयोरिण्निषेधने ।
इकारादात्मनेपद,-मीकाराच्चोभयं भवेत् ॥ १ ॥
उदितः स्वरान्नोऽन्तश्चो:,-क्त्वादाविटो विकल्पनम् ।
रूपान्त्ये ङपरेऽह्रस्व ऋकारादङ्विकल्पकः ॥ २ ॥
ऌकारादङ् समाधात्येः सिचि वृद्धिनिषेधकः ।
एः क्तयोरिण्निषेधः स्या,-दोः क्तयोस्तस्य नो भवेत् ॥ ३ ॥
औकार इड्विकल्पार्थे-ऽनुस्वारोऽनिड्विशेषणे ।
ॡकारश्च विसर्गश्चा,-ऽनुबन्धो भवतो नहि ॥ ४ ॥
कोऽदादिर्न गुणी प्रोक्तः खे पूर्वस्य मुमागमः ।
गेनोभयपदी प्रोक्तो घश्च च-जोः कगौ कृतौ ॥ ५ ॥
आत्मने गुणरोधे ङ-श्चो दिवादिगणो भवेत् ।
ञो वृद्धौ वर्त्तमाने क्तः टः स्वादिष्टथु[रथु]कारकः ॥ ६ ॥
त्रिमगर्थो डकारः स्याण् णश्चुरादिश्च वृद्धिकृत् ।
तस्तुदादौ नकारश्चेष्वाऽपुंसीति विशेषणे ॥ ७ ॥
रुधादौ नागमे पो हि मो दामः सम्प्रदानके ।
यस्तनादौ रकारः स्यात् पुंवद्भावार्थसूचकः ॥ ८ ॥
स्त्रीलिङ्गार्थे लकारो हि वत औविंति वो भवेत् ।
शः क्र्यादिः क्यः शिति प्रोक्तः षः षितोऽङ्विशेषणे ॥ ९ ॥
पदत्वार्थे सकारो हि नोक्ता अत्र न सन्ति च ।
धातूनां प्रत्ययानाञ्चा-ऽनुबन्धः कथितो मया ॥ १० ॥

---

卐 પ્રથમ પરિશિષ્ટ પ્રાતે પત્ર ૨૫૮ થી ૩૦૦ સુધીમાં આપેલ છે, જેમા "હૈમધાતુપાઠ" છે.

॥ ॐ अर्हम् नमः ॥

# ધાતુ અને પ્રત્યયના અનુબંધના ફળને પ્રતિપાદન કરનારી કારિકાઓનો વિવેચન સહિત અર્થ.

અનુબંધની વ્યાખ્યા—'अनुबध्यते कार्यार्थे संबध्यते इत्यनुबन्धः' એ વ્યુત્પત્યર્થને અનુસારે, અમુક કાર્ય માટે જે યોજાય-જોડાય તે અનુબંધ કહેવાય છે અર્થાત્ ઉપદેશ અવસ્થામા જે આપેલ હોય છતાં પ્રયોગ અવસ્થામા જે ન દેખાતો હોય તે **અનુબંધ** કહેવાય છે.

( ૧ )

**अकार** કે **आकार**રૂપ **अवर्ण** સંબંધી જે પ્રથમ અકાર તે ઉચ્ચારણમા આવે છે. અર્થાત્ **अकार**અનુબંધ સુખાકારી ઉચ્ચારણ માટે જાણવો. જેમકે **तक ( तक् ) हसने** ॥

**आकार** છે તે **क्त** ને **क्तवतु** પ્રત્યયની આદિમાં **इट्** પ્રત્યયના નિષેધમાં આવે છે, અર્થાત્ **आकार क्त-क्तवतु**ની આદિમાં થતા **इट्**ના ઇકારનો નિષેધક છે. જેમકે-'**हुर्छा ( हुर्छ् ) कौटिल्ये**' એ ધાતુથી **क्त-क्तवतु** પ્રત્યય પર છતા **इट्** નો નિષેધ થવાથી **हूर्णः** તેમજ **हूर्णवान्** પ્રયોગ સિદ્ધ થાય છે.

**इकार** થી આત્મનેપદ થાય છે જેમકે-'**ककि ( कक् ) लौल्ये**' અહિ **इकार** ના પ્રતાપે આ ધાતુ આત્મનેપદના પ્રત્યયો લે છે. **ककते** ઇત્યાદિ. અને—

**ईकार** થી ઉભય (-પદી પ્રત્યયો ) થાય છે. અર્થાત્ **ईकार** અનુબંધવાળો ધાતુ ઉભયપદી કહેવાય છે. જેમકે-'**भजी ( भज् ) सेवायाम्**' અહિં **ईकार** હોવાથી પરસ્મૈપદી તેમજ આત્મનેપદી ( એમ ઉભયપદી ) પ્રત્યયો થાય છે. **भजति, भजते** ઇત્યાદિ ॥ ૧ ॥

( ૨ )

**उकार** છે તે, "**उदितः स्वराम्नोन्तः**" એ સૂત્રથી **उदित्** થાને

**उकार** અનુબંધવાળા ધાતુના સ્વરથી પર **न** આગમ કરવા માટે છે. અર્થાત્ **उकार** ઉક્ત સૂત્રથી **नकार** આગમ કરે છે જેમકે–"**तकु (तक्) कृच्छ्रजीवने**" આ **उदित्** હોવાથી **न** આગમ થઇ '**तक्–तन्क्–तङ्क्** બને છે, અને **तङ्कति** ઇત્યાદિ રૂપોની સિદ્ધિ થાય છે.

**ऊकार** છે તે, **क्त्वा** પ્રત્યયની આદિમા **इट्** (નો ઇકાર) વિકલ્પે કરે છે. જેમકે–'**वञ्चू (वञ्च्) गतौ,**' આ ધાતુ **ऊदित्** હોવાથી "**ऊदितो वा**" એ સૂત્રથી **इट्** વિકલ્પે થાય છે. '**वञ्च्+क्त्वा**' અહિં **इट्** ન કરીએ ત્યારે **वक्त्वा** એવું રૂપ થાય અને **इट्** કરીએ ત્યારે (**क्त्वा** વિકલ્પે **कित्** થતો હોવાથી) **वचित्वा** અને **वञ्चित्वा** એવા બે રૂપો થાય છે.

**ऋकार** થી **ङ** પ્રત્યય (=**ङ** પરક **णि** પ્રત્યય) પર છતા **ऋदित्** (=**ऋ** અનુબંધવાળા) ધાતુઓના ઉપાન્ત્ય(સ્વર)નો હ્રસ્વ આદેશ થતો નથી જેમકે–'**ओखृ (ओख्) शोषणालमर्थयोः**' આ ધાતુ **ऋदित्** હોવાથી, **मा भवान् ओचिखत्** । એ ઠેકાણે **ङ** (પરક **णि**) પર છતાં ઉપાન્ત્યનો હ્રસ્વ થયો નહિ; વળી તેવી જ રીતે '**राखृ**' ધાતુના **अरराखत्** પ્રયોગમાં પણ થયેલ છે.

**ॠकार** થી **अङ्** વિકલ્પે થાય છે, અર્થાત્ દીર્ઘ **ॠ** અનુબંધવાળા ધાતુઓથી **अङ्** પ્રત્યય વિકલ્પે થાય છે. જેમકે–'**च्युतॄ (च्युत्) आसेचने**' આ ધાતુ **ॠदित्** હોવાથી **अच्युतत्** ને **अच्योतीत्** એ અદ્યતનીના બન્ને પ્રયોગમા, પ્હેલામા **अङ्** થયેલ છે અને બીજામા **अङ्** થયેલ નથી, તેથી બે રૂપ થયા છે. ॥ ૨ ॥

( ૩ )

**ऌकार** થી **अङ्** પ્રત્યય આવે છે. જેમકે–'**गम्ऌं (गम्) गतौ**' એ ધાતુ **ऌदित्** હોવાથી "**ऌदिद्–द्युतादिभ्यः**" એ સૂત્રથી **अङ्** પ્રત્યય આવી **अगमत्** એવું રૂપ થાય છે.

**एकार** છે તે, **सिच्** પ્રત્યય પર છતાં વૃદ્ધિનો નિષેધ કરે છે. જેમકે–

'कट्ट (कट्ट्) वर्षावरणयोः' અહિ एदित् પણ હોવાથી "व्यञ्जनादेर्वोपान्त्यस्य" એ સૂત્રથી પ્રાપ્ત વૃદ્ધિનો "न-श्वि-जागृ०" એ સૂત્રથી નિષેધ થઇ अकटीत् એવુ રૂપ બનેલ છે

ऐकार क्त ને क्तवतु પ્રત્યયની આદિમા इट् પ્રત્યયનો નિષેધ કરે છે જેમકે-'कटै(कट्)गतौ' અહિં ऐदित् પણું હોવાથી. "डीयश्वैदितः क्तयोः" એ સૂત્રથી क्त-क्तवतु ની આદિમા इट् નો નિષેધ થવાથી कट्टः, कट्टवान् પ્રયોગ સિદ્ધ થાય છે.

ओकार જો અનુબંધમાં હોય તો, क्त-क्तवतु ના તકારનો નકાર થાય છે જેમકે-'ओवै(वै)शोषणे' અહિ ओदित् પણ હોવાથી "सूयत्यादि०" એ સૂત્રથી क्त-क्तवतु ના તકારનો નકાર આદેશ થવાથી वानः, वानवान् પ્રયોગ બનેલ છે ॥ ३ ॥

( ४ )

औकार છે તે इट् પ્રત્યયને વિકલ્પે કરે છે અર્થાત् औ અનુબંધવાળા ધાતુ वेट् કહેવાય છે. જેમકે-'औस्वृ(स्वृ)शब्दोपतापयोः' અહિ औदित् પણ હોવાથી "धूगौदितः" એ સૂત્રથી વિકલ્પે इट् થઇ स्वर्ता, स्वरिता, सुस्वूर्षति, सिस्वरिषति ઇત્યાદિ પ્રયોગો બને છે.

–બિન્દુરૂપ અનુસ્વાર ધાતુના अनिट् પણાને જણાવે છે અર્થાત્ અનુસ્વાર અનુબંધવાળો ધાતુ અનિટ મનાય છે, એટલે કે અનુસ્વારેત્ ધાતુથી इट् પ્રત્યય થતો નથી જેમકે-'पां(पा)पाने' અહિ અનુસ્વાર અનુબંધ (હોવાથી અને તે) इत् હોવાથી, "स्ताद्यशितो०" એ સૂત્રથી પ્રાપ્ત इट् પ્રત્યયનો "एकस्वरादनुस्वारेत." એ સૂત્રથી નિષેધ થાય છે, અને તેથી पाता, पास्यति ઇત્યાદિ રૂપોની સિદ્ધિ થાય છે

ऌकार અને विसर्ग આ બન્ને અનુબંધ થતા નથી. ॥ ४ ॥

( ५ )

ऋकार જો ધાતુમા હોય તો તે ધાતુ मदादि થાય છે (=मदादि·

गण નો ગણાય છે ) એવી રીતે ककार જો પ્રત્યયમા હોય તો, તે પ્રત્યય પર છતા ધાતુ ગુણી થતો નથી, યાને તે ધાતુના સ્વરનો ગુણ થતો નથી. જેમકે-'हनंक् (हन्) हिंसागत्यो' ' આ ધાતુને कित् કરવાથી अदादि· પણ આવ્યુ, અને તેથી "कर्त्तर्यनद्भ्यः शव्" એ સૂત્રમા अदादिनुं વર્જન કરેલ હોવાથી शव् પ્રત્યય થતો નથી, અને તેથી हन्ति ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે આ ધાતુ સબદ્ધ ककारનુ ફળ બતાવ્યુ હવે પ્રત્યય સબદ્ધ ककार નું ફળ બતાવીએ છીએ. જેમકે–'भू सत्तायाम्' એ ધાતુથી क्यात् પ્રત્યય લાવ્યા, તે कित् હોવાથી, અને "नामिनो गुणोऽक्ङिति" એ સૂત્રમા कित् નુ વર્જન હોવાથી ગુણ થતો નથી, અને તેથી भूयात् રૂપ તૈયાર થાય છે.

खकार પૂર્વને मुमागम કરે છે. मुम् એ म् ની પ્રાચીન સજ્ઞા છે; તેથી मुमागम એટલે म् આગમ સમજવો સાર એ આવ્યો કે खित् પ્રત્યય પર છતા પૂર્વ વર્ણને म् આગમ થાય છે જેમકે–'मनिंच् (मन्) ज्ञाने' એ ધાતુથી "कर्तुः खश्" એ સૂત્રથી खश् પ્રત્યય થયે છતે, "खित्यनव्ययo" એ સૂત્રથી म् આગમ થવાથી पटुमात्मानं मन्यते એ અર્થમા पटुमन्यः એ પ્રયોગ સિદ્ધ થાય છે

गकार અનુબંધથી ધાતુ ઉભયપદી કહેવાય છે. જેમકે-श्रिग् (श्रि)· सेवायाम्' અહિ ग् અનુબધ હોવાથી ફળવાન્ કર્ત્તા અર્થમા "ईगितःo" એ સૂત્રથી આત્મનેપદ અને અન્યત્ર "शेषात् परस्मै" એ સૂત્રથી પર-સ્મૈપદ થવાથી ઉભયપદ થાય છે તેથી श्रयते, श्रयति ઇત્યાદિ ઉભયપદી રૂપો બને છે

घकार જો અનુબધ હોય તો च् ને ज् નો અનુક્રમે क् ને ग् આદેશ થાય છે જેમકે–'डुपचिंष् (पच्) पाके' એ ધાતુથી ભાવમા घञ् પ્રત્યય (पच्+घञ्) કરવાથી पचनं पाकः શબ્દ બને છે, તેમાં घञ् પ્રત્યય घित् હોવાથી ધાતુના च् નો क् આદેશ થયો છે તથા 'यजीं (यज्) 'देवपूजासंगतिकरणदानेषु'। यजनं (यज्+घञ्)

यागः । ઉક્ત બન્ને પ્રયોગોમા અહિ "क्तेऽनिट्श्चजोः कगौ घिति" એ સૂત્રથી च् નો क् અને ज् નો ग् થયેલ છે. ॥ ५ ॥

( ६ )

ङकार આત્મનેપદ માટે તેમ જ ગુણનો નિષેધ કરવા માટે છે. યાને ङ्कार અનુબંધથી આત્મનેપદી પ્રત્યયો આવે છે અને ગુણનો નિષેધ થાય છે. જેમકે-'गांङ् (गा) गतौ' આ ધાતુ ङित् હોવાથી "इङितः०" એ સૂત્રથી આત્મનેપદ પ્રત્યય થવાથી गाते ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે. તથા 'द्युति (द्युत्) दीप्तौ' એ ધાતુથી અદ્યતનીમા (द्युत्+अङ्) ङित् એવો अङ् પ્રત્યય થાય છે, અને "नामिनो गुणोऽक्ङिति" એ સૂત્રમા ङित् વર્જિત હોવાથી ગુણ થતો નથી, અને તેથી अद्युतत् એવુ રૂપ બને છે.

चकार જો અનુબંધ હોય તો दिवादिगण થાય છે, યાને જે ધાતુને च् અનુબંધ હોય તે दिवादिगण નો ધાતુ જાણવો જેમકે-'कुथच् (कुथ्) पूतिभावे' આ ધાતુમા च् અનુબંધ હોવાથી दिवादि થયો, અને તેથી "दिवादेः०" એ સૂત્રથી श्य પ્રત્યય થઈને कुथ्यति રૂપ બને છે

ञकार વૃદ્ધિ કરે છે અને ञकार થી ઉપલક્ષિત ञि જો હોય તો ધાતુથી વર્તમાન અર્થમા क्त પ્રત્યય થાય છે જેમકે-'भू सत्तायाम्' अनु+अ+भू+ञिच्=अन्वभावि । આ પ્રયોગમા "ञ्णिति" એ સૂત્રથી વૃદ્ધિ થયેલ છે તથા 'ञिक्ष्विदा (क्ष्विद्) अव्यक्ते शब्दे' આ ધાતુમાં ञकार થી ઉપલક્ષિત ञि હોવાથી "ज्ञानेच्छार्चा०" એ સૂત્રથી વર્તમાન અર્થમા क्तપ્રત્યય થવાથી (क्ष्विद्यते એ અર્થમા) क्ष्विण्णः પ્રયોગ સિદ્ધ થાય છે

टकार અનુબંધ स्वादिપણુ જણાવે છે. જેમકે-'षिग्ट् (सि) अभिषवे' એ ધાતુ टित् હોવાથી स्वादि થયો, અને તેથી "स्वादेः श्नुः" એ સૂત્રથી श्नु પ્રત્યય થઈને सिनुते પ્રયોગ સિદ્ધ થયો (પ્રસંગોપાત્ત જણાવવુ જોઇએ કે-'टः स्वादिष्टुकारकः' એ પાઠ અશુદ્ધ છે. કારણ કે- ठ અનુબંધ કોઇ પણ ઠેકાણે આવતો નથી, વળી टुकारक થી

